# विचार सागर.

भेट आपवा प्रकट करनार.

त्रिकमदास रवजी देवजी

गोकळदास भाणजी लाखाणी

पोरबंदर.



तत्सत्परमात्मने नमः

મહાત્મા શ્રીનિશ્ચલદાસજીકૃત.

# श्रीविचारसागरनो

# पद्यभाग.

ગુજરાતી અર્થસાથે

प्रसिद्ध कर्ता


ત્રિકમદાસ રવજી દેવજી

ગોકળદાસ ભાણજી લાખાણી

પોરબંદર.



બીજી આવૃત્તિ

સંવત ૧૯૮૪ પ્રત ૧૦૦૦ ઈ. સ. ૧૯૨૭


યોગ્ય અધિકારીને ભેટ આપવા માટે

મૂલ્યામૂલ્ય.

## મળવાનું સ્થળ.

આ ગ્રંથ વકીલ ગોવિંદજી ડાહ્યાભાઈ
લાખાણી પાસેથી પોસ્ટ ખર્ચ
મોકલી મંગાવાથી મળશે.

આ "નિર્મળ" પ્રિંટિંગ પ્રેસમાં શિવપ્રસાદ
લલ્લુભાઈ ત્રિવેદીએ છાપ્યું.
ઠે. પીરમશારોડ ઉપર
અમદાવાદ.

ॐ

# નિવેદન.

સંસ્કૃતમાં વેદાંતના સંખ્યાબંધ ગ્રંથો છે. પણ સંસ્કૃત નહિ જાણનાર જિજ્ઞાસુઓને તેનો લાભ ન મળી શકતો હોવાથી તેવા જિજ્ઞાસુઓમાટે મહાત્મા શ્રીનિશ્ચલદાસજીએ વેદાંતનો વિચારસાગર નામનો ભાષાગ્રંથ રચ્યો છે, જેમાં વેદાંતની મુખ્ય મુખ્ય સર્વ પ્રક્રિયાઓ આવી જાય છે. વિદ્વાનોમાં પણ આ ગ્રંથ સન્માન્ય ગણાય છે.

એ ગ્રંથ ગદ્યપદ્યાત્મક છે. સંક્ષેપમાં એ ગ્રંથનું તત્ત્વ હસ્તગત કરવાને તેનો પદ્યભાગ ઘણો ઉપયોગી છે. ગુજરાતીભાષા જાણનારાઓની સરલતા ખાતર પૂજ્યપાદ યતિ શ્રીમુકુંદાશ્રમજીએ તે પદ્યભાગનો ગુર્જર ભાવાર્થ તૈયાર કરી આપવા કૃપા કરી, જેનો લાભ વેદાંતના જિજ્ઞાસુજનોને આપવામાટે ખંભાત-નિવાસી શ્રીયુત માણેકલાલ ચુનીલાલ, શ્રીયુત ઠાકોર-લાલ તથા શ્રીયુત નટવરલાલ ચુનીલાલ એમણે તે વિચારસાગરનો પદ્યભાગ ભાવાર્થસાથે છપાવી યોગ્ય અધિકારીઓને વિનામૂલ્યે આપવાની ગોઠવણ કરી છે. અમારા બંધુ શ્રીયુત ગોવિંદજી ડાહ્યાભાઇ લખાણી

વડીલતરફથી આ વિષેની અમને માહિતી મળતાં તથા તેની એક નવી આવૃત્તિ જિજ્ઞાસુઓમાટે છપાવવાની ભલામણ થતાં અમને પણ તે કાર્ય ઉપયોગી જણાયું, એટલે અમે ઉપર જણાવેલ શ્રીમાન્ પ્રસિદ્ધકર્તા ગૃહસ્થોની પરવાનગી મેળવી તેની આ આવૃત્તિ વેદાંતના જિજ્ઞાસુઓને વિનામુલ્યે આપવા પ્રસિદ્ધ કરાવી છે.

ગ્રંથ પુનઃ છપાવવાની રજા આપવામાટે શ્રીયુત માણેકલાલભાઇઆદિ ત્રણે બંધુઓનો તેમજ અમને આ ધર્મકાર્યસંબંધી સારી સૂચના આપવામાટે તથા આ પુસ્તક જિજ્ઞાસુઓને મોકલવાની પોતાતરફથી વ્યવસ્થા કરવામાટે અમારા બંધુ શ્રીયુત ગોવિંદજીભાઇનો અમે આભાર માનીએ છીએ

જિજ્ઞાસુબંધુઓ આ ગ્રંથનો સદુપયોગ કરશે એવો અમને વિશ્વાસ છે, ને તેમ થયેથી અમને સંતોષ થશે.

આ ગ્રંથ છપાવવામાં દોષ રહી ગયા હોય તો તે ક્ષંતવ્ય ગણી સજ્જનો સુધારીને વાંચશે એવી આશા છે.

પોરબંદર,
સંવત ૧૯૮૪ના કાર્તિક સુદિ ૧૫ બુધવાર.

શ્રીકમલદાસ રવજી દેવજી
ગોકળદાસ ભાણજી
લાખાણી

# મહાત્મા નિશ્ચલદાસજીકૃત

# વિચાર સાગરના પદ્યભાગનું

## ભાષાન્તર કર્તા.



## यतिश्री मुकुन्दाश्रमजी

વ્યાખ્યાનવાચસ્પતિ.

ખંભાત-ચન્દનલક્ષ્મીપાઠશાળા.



तत्सत्परमात्मने नमः

महात्माश्री निश्चलदासजी कृत

# श्रीविचारसागरनो पद्यभाग.

## ગુજરાતી અર્થ સહિત.

## प्रथमस्तरंगः

### अनुबन्ध सामान्य निरुपण.

### वस्तु निर्देशरुप मंगल.

दोहा.

**जो सुख नित्य प्रकाश विभु, नामरूप आधार ।**
**मति न लखै जिहिं मति लखै, सो मैं शुद्ध अपार ॥**

અર્થ—જે પરમાત્મા સુખરૂપ, નિત્ય, પ્રકાશસ્વરૂપ, વ્યાપક અને નામ તથા રૂપનો આધાર છે. જે બ્રહ્મને (પરમાત્માને) બુદ્ધિ જાણતી નથી, પણ બ્રહ્મબુદ્ધિને પ્રકાશે છે તે શુદ્ધ અપાર બ્રહ્મરૂપ હું છું. ૧

अब्धि अपार स्वरूपमम, लहरी विष्णु महेश ।
विधि रवि चंदावरुणयम, शक्ति धनेश गणेश ॥२॥

અર્થ—મારૂં ( પ્રત્યક આત્માનું ) સ્વરૂપ સમુદ્ર જેવું અપાર છે. તેમાં વિષ્ણુ, મહાદેવ, બ્રહ્મા, સૂર્ય, ચન્દ્રમા, વરૂણ, યમ, દેવી, કુબેર અને ગણેશ વિગેરે સર્વ દેવો તરંગ રૂપ છે. ૨

जा कृपालु सर्वज्ञको, हिय धारत मुनि ध्यान ।
ताको होत उपाधितैं, मो मैं मिथ्या भान ॥३॥

અર્થ—જે કૃપાલુ સર્વજ્ઞ ( ઇશ્વર) નું મુનિ હૃદયમાં ધ્યાન કરે છે તેનું મારા સ્વરૂપમાં ( માયા-ઉપાધિથી ) મિથ્યાભાન થાય છે. ૩

है जिहिं जानै बिन जगत, मनहु जेवरी साप ।
नशै भुजग जग जिहिं लहै, सोऽहं आपै आप॥४॥

અર્થ—જેમ દોરડી ( સામાન્ય અંધકારમાં નહિ જાણવાથી ) સાપ-સર્પ ( રૂપે દેખાય છે) તેમ જે ( બ્રહ્મને ) જાણ્યા વિના આ જગત્ ( પ્રતીત થાય છે ) જેને ( દોરડીને તથા બ્રહ્મને ) જાણવાથી

સર્પ અને જગત્ નિવૃત્ત થાય છે. તે બ્રહ્મ ( અધિષ્ઠાન ) હું પોતે જ છું. ૪

**बोध चाहि जाको सुकृति, भजत राम निष्काम।**
**सो मेरो है आतमा, काकूं करुं प्रणाम ॥५॥**

**અર્થ**—જે રામને, પુણ્યશાળી પુરૂષો નિષ્કામ ભાવથી; જ્ઞાન પ્રાપ્ત થવા સારૂ ભજે છે. તે મારા ( પ્રત્યક ) આત્મારૂપ છે. તો પછી હું પ્રણામ કોને કરૂં ? ૫

## ग्रन्थ महिमा.

### दोहा.

**भर्यो वेद सिद्धान्तजल, जामें अति गंभीर।**
**अस "विचारसागर" कहूं, पेखि मुदित व्है धीर॥**

**અર્થ**—જેમાં અતિ ગંભીર વેદસિદ્ધાંતરૂપ જલ ભરેલું છે એવો **विचारसागर** કહું છું. જેનો વિચાર કરી વિવેકીઓ પ્રસન્ન થાય. ૬

**सूत्र भाष्य वार्तिक प्रभृति, ग्रंथ बहुत सुरबानि।**
**तथापि मैं भाषा करुं लखि मतिमंद अजानि ॥७॥**

અર્થ—જો કે બ્રહ્મસૂત્ર, ભાષ્ય, વાર્તિક વિગેરે સંસ્કૃત ગ્રંથો ઘણા છે તો પણ મંદબુદ્ધિવાળા અજ્ઞાનીઓને જોઇને હું ભાષા ( હિન્દી ભાષામાં ) ગ્રંથ કરૂં છું. ૭

**कविजनकृत भाषा बहुत, ग्रंथ जगत विख्यात ।**
**बिन "विचारसागर" लखै, नहिं संदेह नसात॥८॥**

અર્થ—કવિજનના કરેલા ઘણા ભાષાગ્રંથો જગતમાં પ્રસિદ્ધ છે, પણ ' વિચારસાગર ' જાણ્યા વિના સંદેહ દૂર થતો નથી. ૮

## अनुबंध नाम.

### चौपाई.

**नाहि अनुबंध पिछानै जौलौं,**
**व्है न प्रवृत्त सुघर नर तौलौं ।**
**जानि जिनै यह सुनै प्रबंधा,**
**कहुं व यातैं ते अनुबंधा ॥९॥**

અર્થ—જ્યાં સુધી અનુબંધને જાણે નહિ, ત્યાં સુધી વિવેકી પુરૂષ ગ્રંથમાં પ્રવૃત્તિ કરે નહિ. જેને

જાણીને આ ગ્રંથને સાંભળે તેથી હવે અનુબંધને કહું છું. ૯

## सोरठा.

**अधिकारी संबंध, विषय प्रयोजन मेलि सब ।**
**कहत सुकवि अनुबंध, तिनमैं अधिकारी सुनहु॥**

અર્થ—અધિકારી, સંબંધ, વિષય, અને ચોથું પ્રયોજન, મેળવીને વિદ્વાનો ( એ ચારને ) તેને અનુબંધ કહે છે. તેમાં અધિકારીનું વર્ણન સાંભળો. ૧૦

## अधिकारी वर्णन.

### दोहा.

**मल विक्षेप जाके नहिं, किंतु एक अज्ञान ।**
**है चव साधन सहितनर, सो अधिकृत मतिमान॥**

અર્થ—જે પુરૂષના ( અંતઃકરણમાં ) મળ–પાપ, અને વિક્ષેપ–ચિત્તની ચંચળતા ( નિષ્કામ કર્મ અને ઉપાસના કરવાથી ) નાશ પામ્યાં છે. માત્ર અજ્ઞાન-સ્વરૂપનું આવરણ–છે તેવો અજ્ઞાની પુરૂષ, ચાર સાધનયુક્ત હોય તો તે અધિકારી કહેવાય છે. ૧૧

## अथ च्यारिसाधन वर्णन

### दोहा.

प्रथम विवेक विराग पुनि, शमादि षट् संपत्ति ।
कही चतुर्थ मुमुक्षुता, ये चव साधन सत्ति ॥१२॥

અર્થ—પ્રથમ વિવેક, પછી વૈરાગ્ય, પછી શમાદિ ૭ સંપત્તિ, અને ચોથી મુમુક્ષુતા છે. આ રીતે ચાર સાધનો કહેવાય છે. ૧૨

### विवेक लक्षण.

अविनाशी आतम अचल, जग तातैं प्रतिकूल ।
ऐसो ज्ञान विवेक है, सब साधनको मूल ॥१३॥

અર્થ—આત્મા નાશરહિત અને ક્રિયારહિત છે અને જગત્ તેનાથી પ્રતિકૂલ-વિપરીત છે અર્થાત્ વિનાશી અને ચળ છે. આવા પ્રકારનું જે જ્ઞાન તેને વિવેક કહેવામાં આવે છે. તે સર્વ સાધનોનું મૂળ છે. ૧૩

### वैराग्य लक्षण.

ब्रह्मलोकलौं भोगजो, चहै सबनको त्याग ।
वेद अर्थ ज्ञाता मुनी, कहत ताहि वैराग ॥१४॥

અર્થ—આલોકથી માંડીને બ્રહ્મલોક સુધીના જે ભોગો છે તેના સુખોનો જે ત્યાગ કરે છે તેને; વેદના અર્થ જાણનાર મુનિ વૈરાગ કહે છે. ૧૪

## शमादिषट् नाम.

**शम दम श्रद्धा तीसरी, समाधान उपराम ।**
**छठी तितिक्षा जानिये, भिन्न भिन्न यह नाम ॥१५॥**

અર્થ—શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરામ, તથા છઠ્ઠી તિતિક્ષા આ શમાદિ ૭ સંપત્તિઓ છે. ૧૫

## शमदम लक्षण.

**मन विषयन तैं रोकनों, शम तिहीं कहत सुधीर ।**
**इंद्रियगनको रोकनों, दम भाषत बुधवीर ॥१६॥**

અર્થ—શબ્દાદિ વિષયોમાં જતા મનને રોકવું તેને વિદ્વાનો શમ કહે છે. અને ઇન્દ્રિયોના ગણ-સમૂહ-ને રોકવો તેને બુદ્ધિમાન્ દમ કહે છે. ૧૬

## श्रद्धासमाधान लक्षण.

**सत्य वेद गुरु वाक्य है, श्रद्धा अस विश्वास ।**
**समाधान ताकूं कहत, मन विक्षेपको नाश ॥१७॥**

અર્થ—શ્રીગુરૂ અને વેદનાં વચનો સત્ય છે એવો જે વિશ્વાસ તેને શ્રદ્ધા કહે છે. મનના વિક્ષેપનો નાશ તેનું નામ સમાધાન છે. ૧૭

## उपराम लक्षण.

### चौपाई.

साधन सहित कर्म सब त्यागै ।
लखि विषसम विषयनतैं भागै ॥
द्दग नारी लखि व्है जिय ग्लाना ।
यह लक्षण उपराम बखाना ॥१८॥

અર્થ—સ્ત્રી, ધન, જાતિ અને અભિમાનરૂપ સાધન સહિત સર્વ કર્મને ત્યાગે, વિષયોને ઝેર જેવા જાણી તેનાથી દૂર રહે, આંખ વડે સ્ત્રીને જોઇને જેનું મન ગ્લાનિ પામે એવાં લક્ષણો જે પુરૂષમાં હોય તેને ઉપરામ કહે છે. ૧૮

## तितिक्षा लक्षण.

### दोहा.

आतप शीत क्षुधा तृषा, इनको सहन स्वभाव ।
ताहि तितिक्षा कहत हैं, कोविद मुनिवर राव ॥

**અર્થ**—તડકો, ટાઢ, ભૂખ, તરસ, એ સર્વને સહન કરવાનો જે સ્વભાવ તેને, પંડિત અને સન્યાસી વિષે શ્રેષ્ઠ એવા આચાર્ય તિતિક્ષા કહે છે. ૧૯

**शमादि षट् संपत्तिको, भाखत साधन एक ।**
**इम नव नहिं साधन भनै किंतु च्यारि सविवेक ॥**

**અર્થ**—શમાદિ ૭ સંપત્તિ એ એક સાધન ગણેલ છે. પ્રથમનાં ત્રણ અને ૭ સંપત્તિમળીને નવ ન ગણતાં પણ વિવેકથી ચાર સાધન સમજવાં. ૨૦

## मुमुक्षुता लक्षण.

**ब्रह्म प्राप्ति अरु बंधकी, हानि मोक्षको रूप ।**
**ताकी चाह मुमुक्षुता, भाषत मुनिवर भूप ॥२१॥**

**અર્થ**—બ્રહ્મની પ્રાપ્તિ અને બંધની નિવૃત્તિ એ મોક્ષનું સ્વરૂપ છે. એવા મોક્ષની ઇચ્છા તેનું નામ મુમુક્ષુતા. મુમુક્ષુતા તથા મુમુક્ષુત્વ એ એક અર્થવાળા (પર્યાય) શબ્દો છે. આ પ્રકારે મુનિમાં શ્રેષ્ઠ આચાર્યો કહે છે. ૨૧

**ये चव साधन ज्ञानके, श्रवणादिक त्रय मेलि ।**
**तत्पद त्वंपद अर्थको, शोधन अष्टम मेलि॥२२॥**

અર્થ—વિવેકાદિચાર, શ્રવણ, મનન, નિદિધ્યાસન, એ ત્રણ તથા ત્વંપદ અને તત્પદના અર્થનું શોધન એ એક કુલ આઠ સાધનો જ્ઞાનનાં છે. ૨૨

## अंतरंग और बहिरंग साधन.

### दोहा.

अंतरंग ये आठ है यज्ञादिक बहिरंग।
अंतरंग धारै तजै, बहिरंगनको संग ॥२३॥

અર્થ—પૂર્વે કહેલાં વિવેકાદિ આઠ અંતરંગ સાધન છે. તથા યજ્ઞાદિક કર્મ બહિરંગ સાધન છે, જિજ્ઞાસુ બહિરંગના સંગને છોડીને અંતરંગ સાધનને ધારણ કરે. ૨૩

## संबंधवर्णन.

प्रतिपादक प्रतिपाद्यता, ग्रंथ ब्रह्म संबंध।
प्राप्य प्रापकता कहत है, फल अधिकृतको फंद॥

અર્થ—ગ્રંથ અને બ્રહ્મનો સંબંધ પ્રતિપાદક પ્રતિપાદ્યભાવ છે. એટલે ગ્રંથ બ્રહ્મવિષયનો પ્રતિપાદક-પ્રતિપાદન કરનાર અને બ્રહ્મ, પ્રતિપાદ્ય-

પ્રતિપાદન થનાર છે. તેમ ફલ અને અધિકારીનો પ્રાપ્ય પ્રાપકભાવ સંબંધ છે. ૨૪

## विषय वर्णन.

जीव ब्रह्मकी एकता, कहत विषय जन बुद्धि।
तिनको जो अंतर लहैं, ते मति मंद अबुद्धि॥२५॥

અર્થ—જીવ બ્રહ્મની એકતા તેને બુદ્ધિમાન્ વિષય કહે છે પણ તેમાં જે ભેદ જુએ છે તે બુદ્ધિથી રહિત મતિ મંદ છે. ૨૫

## प्रयोजन वर्णन.

परमानंद स्वरूपकी, प्राप्ति प्रयोजन जानि।
जगत समूल अनर्थ पुनि, व्है ताकी अतिहानि॥

અર્થ—પરમાનંદ સ્વરૂપની પ્રાપ્તિ, તથા મૂળ-સહિત [ કારણ—અજ્ઞાન સહિત ] જગત્ જે અનર્થ રૂપ છે તેની નિવૃત્તિ તે આ ગ્રંથનું પ્રયોજન છે. ૨૬

## शंकापूर्वक उत्तर.

### कवित.

जीवको स्वरूप अति, आनंद कहत वेद।
ताकूं सुख प्राप्तिको, असंभव बखानिये॥

आगे जो अप्राप्त वस्तु, ताकी प्राप्ति संभवत ।
नित्य प्राप्त वस्तुकी तौ, प्राप्ति किम मानिये ॥
एसी शंका लेश आनि, कीजे न विश्वास हानि ।
गुरुके प्रसाद तैं, कुतर्क भले भानिये ॥
करको कंकन खोयो, एसो भ्रम भयो जिहिं ।
ज्ञानतैं मिलत इम प्राप्त प्राप्ति जानिये ॥ २७ ॥

અર્થ—વેદ કહે છે કે જીવનું અત્યંત આનંદ સ્વરૂપ છે. આનંદસ્વરૂપ જીવને આનંદની પ્રાપ્તિ કહેવી એ તદ્દન અસંભવ છે. જે વસ્તુ પ્રથમ પ્રાપ્ત ન હોય તેની પ્રાપ્તિ સંભવે. પણ જે વસ્તુ નિત્ય પ્રાપ્ત હોય તેની પ્રાપ્તિં કેવી રીતે સંભવે? આવા પ્રકારની મનમાં શંકા લાવીને જરાપણ વિશ્વાસની હાનિ કરવી નહિ. પણ શ્રીગુરૂની કૃપાથી સર્વ પ્રકારના સંશયોને-કુતર્કોને કાપી નાખવા જોઇએ. જેને પોતાના હાથમાં કંકણ પહેરેલું છતાં મેં ખોયું છે એવો ભ્રમ થયો હોય. તેને કોઇ કહે કે કંકણતો તમારા હાથમાં જ છે, એટલે તેનો ભ્રમ

ટળી જાય છે, [ તેજ પ્રમાણે ] શ્રીસદ્‌ગુરૂના ઉપદેશ-રૂપ જ્ઞાન વડે પ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ અર્થાત્ આત્મો-પલબ્ધિ થાય છે એમ જાણવું. ૨૭

**दोहा.**

**अधिष्ठान तैं भिन्न नहि, जगत निवृत्ति बखान ।**
**सर्प निवृत्ति रज्जुजिम, भये रज्जुको ज्ञान ।२८।**

**અર્થ**—રજ્જુનું--દોરડીનું--જ્ઞાન થતાં જેમ સર્પની નિવૃતિ થાય છે, એટલે દોરડીથી સર્પ જૂદો જતો રહેતો નથી. પણ સર્પ દોરડીરૂપ થઇ જાય છે તેમ જગતની નિવૃત્તિ પણ અધિષ્ઠાનરૂપ—બ્રહ્મરૂપ—છે. અર્થાત બ્રહ્મથી ભિન્ન નથી. ૨૮

**जो जन प्रथम तरंग यह, पढै ताहि तत्काल ।**
**करहु मुक्त गुरुमूर्ति व्है दादू दीन दयाल ।२९।**

**અર્થ**—જે માણસ આ પ્રથમ તરંગનો પાઠ કરે છે—ભણે છે. તો દીન ઉપર કૃપા કરનાર દાદુ ગુરૂમૂર્તિ થઇને તત્કાળ તેનો મોક્ષ કરે છે. ૨૯

---

# द्वितीयस्तरंगः

## अनुबंध विशेष निरुपण.

दोहा.

याके प्रथम तरंग मैं, किय अनुबंध विचार।
कहुं व द्वितीय तरंग मैं, तिन हीको विस्तार॥१॥

અર્થ—આના પ્રથમ તરંગમાં અનુબંધનો વિચાર કર્યો હવે બીજા તરંગમાં તેનો–અનુબંધનો વિસ્તાર કરવામાં આવે છે. ૧

### पूर्वपक्षी प्रतिपादन करै है
### अधिकारी खंडन पूर्वपक्ष

दोहा.

मूल सहित जग ध्वंसकी, कोउ करत नाहि आश।
किन्तु विवेकी चहतहै, त्रिविध दुःखको नाश॥

અર્થ—મૂલ સહિત જગત્‌ના નાશની કોઈ આશા કરતું નથી. પણ વિવેકી ત્રણ પ્રકારનાં (અધ્યાત્મ, અધિદૈવ, અધિભૂત) દુઃખોનો નાશ ઇચ્છે છે. ૨

**किय अनुभव जा वस्तुको, ताकी इच्छा होइ।**
**ब्रह्म नहिं अनुभूत इम, चहै न ताकूं कोइ॥३॥**

અર્થઃ—જે વસ્તુનો અનુભવ કરવામાં આવ્યો હોય તેની ઇચ્છા થાય છે. પણ બ્રહ્મનો અનુભવ એ રીતે કરવામાં આવતો નથી માટે તેની કોઇ ઇચ્છા-કરે નહિ. ૩

**चहत विषय सुख सकलजन, नहिं मोक्षको पंथ।**
**अधिकारी यातैं नहिं, पढै सुनै जो ग्रंथ॥४॥**

અર્થ—સર્વ મનુષ્ય વિષય સુખને ઇચ્છે છે. તેથી મોક્ષનો કોઇ અધિકારી નથી જે ગ્રંથને ભણે અથવા સાંભળે. ૪

## विषय खंडन पूर्वपक्ष.

**जीव ब्रह्मकी एकता, कह्यो विषय सो कूर।**
**क्लेश रहित बिभु ब्रह्म इक, जीव क्लेशको मूर।५।**

અર્થ—જીવબ્રહ્મની એકતાનો જે વિષય કહ્યો તે અયોગ્ય છે. કારણકે બ્રહ્મ ( અવિદ્યા, અસ્મિતા રાગ, દ્વેષ, અભિનિવેશ પંચ ) કલેશ રહિત વ્યાપક

ને એક છે. જીવો પાંચ કલેશવાળા, પરિચ્છિન્ન અને અનેક છે. ૫

## प्रयोजन खंडन पूर्वपक्ष.

**बंध निवृत्ति ज्ञानतैं, बनै न बिन अध्यास ।**
**सामग्री ताकी नहिं, तजो ज्ञानकी आश ॥६॥**

અર્થ—જ્ઞાન વડે બંધની નિવૃતિ ત્યારે થાય કે જો બંધ અધ્યાસથી, થયો હોય પણ તેમ નથી. ( તેથી અધ્યાસવિના જ્ઞાનથી બંધની નિવૃત્તિ થાય નહિ ) કારણ કે આત્મામાં અધ્યાસ થવાની સામગ્રી નથી માટે જ્ઞાનની આશા વ્યર્થ છે. ૬

**सत्य वस्तु के ज्ञान तैं, संस्कार इक जान ।**
**त्रिविध दोष अज्ञान पुनि, सामग्री पहिचान ॥७॥**

અર્થ— સત્યવસ્તુના જ્ઞાનથી ઉત્પન્ન થએલા સંસ્કાર, ત્રણ પ્રકારના દોષ તથા અજ્ઞાન. એ અધ્યાસની સામગ્રી છે. ૭

**सत्य बन्धकी ज्ञात तैं, नहि निवृत्ति संयुक्त ।**
**नित्यकर्म संतत करे, भयो चहै जो मुक्त ॥८॥**

અર્થ—જ્ઞાન વડે સત્યબંધની નિવૃત્તિ કહેવી એ યુક્તિ ઠીક નથી. માટે મનુષ્ય જો મુક્ત થવા ઈચ્છતો હોય તો તેણે હમેશાં કર્મ કરવાં. ૮

## अधिकारी मंडन.

सूलसहित जगहानि बिन व्है न त्रिविधदुःखध्वंस ।
या तैं जन चाहत सकल प्रथम मोक्षको अंश ॥९॥

અર્થ—અજ્ઞાન સહિત જગતના નાશ વિના ત્રણ પ્રકારના દુઃખનો નાશ કદિ થતો નથી. માટે સર્વ મનુષ્ય મોક્ષના પ્રથમ અંશને ચાહે છે. ૯

## समाधान.

किय अनुभवसुखको सबही, ब्रह्म सुन्यो सुखरूप।
ब्रह्म प्राप्ति या हेतु तैं, चहत विवेकी भूप ॥१०॥

અર્થ—સર્વ પુરૂષે સુખનો અનુભવ કર્યો છે, માટે સુખની ઇચ્છા સર્વને છે. "બ્રહ્મ નિત્ય સુખ સ્વરૂપ છે" એવું શ્રુતિથી સાંભળ્યું છે. માટે ઉત્તમ વિવેકી સુખ સ્વરૂપ બ્રહ્મ પ્રાપ્તિને ઇચ્છે છે. ૧૦

केवल सुख सब जन चहैं नाहिं विषयकी चाह ।
अधिकारी यातैं बनै, व्है जु विवेकी नाह ॥११॥

અર્થ—મનુષ્યને કેવળ સુખની ઇચ્છા થાય છે. વિષયની ઇચ્છા થતી નથી. તેથી જે વિવેકી છે તે પુરૂષ અધિકારી થાય છે. ૧૧

## विषय मंडन.

साक्षी ब्रह्मस्वरुप इक, नांहिं भेदको गंध ।
रागद्वेष मतिके धरम, तामैं मानत अंध ॥१२॥

અર્થ--બ્રહ્મસ્વરૂપ એક સાક્ષી છે તેમાં કોઇ ભેદનો અંશ નથી. રાગ ને દ્વેશ એ બુદ્ધિના ધર્મ છે. તેને અજ્ઞાનીઓ બ્રહ્મમાં માને છે-સમજે છે. ૧૨

## कार्य अध्यास निरुपण.

### कवित.

सजातीयज्ञान संस्कार तैं अध्यास होत ।
सत्य ज्ञानजन्य संस्कारको न नेम है ॥
दोषको न हेतुता अध्यास विषे देखियत ।
पट विषे हेतु जैसे तुरी तंतु वेम है ॥
आतमा द्विजाति शंख पीत सिता कटु भासे ।
सीपमें विरागी रुप देखै बिन प्रेम है ॥

नभनील रुपवान भासत कटाह तंबू।
जिनके न कोउ पित्त प्रभृति अक्षेम है ॥१३॥

અર્થ—સજાતીય જ્ઞાનના સંસ્કારથી અધ્યાસ થાય છે. સત્ય જ્ઞાનજન્ય સંસ્કારજ જોઇએ એવો નિયમ નથી મિથ્યા વસ્તુના જ્ઞાનથી પણ સંસ્કાર પડે છે. જેમ વસ્ત્ર બનાવવામાં તુરી, તંતુ અને વેમ કારણ છે તેમ અધ્યાસ થવામાં દોષ હેતુ નથી. આત્મામાં જાતિ નથી છતાં દ્વિજાતિનો અધ્યાસ થાય છે. શંખ પીળો અને સાકર કડવી લાગે છે. વિરાગી પ્રેમ વિના પણ છીપમાં રૂપું જુએ છે. જેની આંખમાં પિત્ત વિગેરે દોષો નથી છતાં આકાશ નીલરૂપ વાળું ને કડાયા જેવું દેખાય છે. તેમજ તંબૂ જેવું લાગે છે. માટે દોષ એ અધ્યાસમાં કારણ નથી. ૧૩

## कारण अध्यास निरुपण.

चित्त सामान्य प्रकाशतैं, नाहिं नसै अज्ञान।
लहै प्रकाश सुषुप्ति मैं, चेतन तैं अज्ञान ॥१४॥

અર્થ—ચૈતન્યના સામાન્ય પ્રકાશથી અજ્ઞાનનો નાશ થતો નથી. સુષુપ્તિમાં સામાન્ય ચૈતન્યથી અજ્ઞાન પ્રકાશ પામે છે—જણાય છે. ૧૪

दादू दीन दयाल जू, सत सुख परम प्रकाश ।
जा मैं मतिकी गति नहीं, सोई निश्चल दास॥१५॥

અર્થ—જે દાદૂ દીનદયાલ સત્ સુખ અને પરમ પ્રકાશ સ્વરૂપ છે ને જેમાં બુદ્ધિની ગતિ નથી-બુદ્ધિ પ્રવેશ કરી શકતી નથી. તેજ શુભ ચૈતન્યરૂપ હું નિશ્ચલદાસ છું. ૧૫

---

# तृतीयस्तरंगः

## श्रीगुरु शिष्य लक्षण और गुरुभक्ति फलप्रकार निरुपण.

### दोहा.

पेख च्यारि अनुबंधयुत, पढै सुनै यह ग्रंथ ।
ज्ञानसहित गुरुसें जु नर लहै मोक्षको पंथ ।१।

અર્થ—જે નર; ચાર અનુબંધયુક્ત જ્ઞાનસહિત આ ગ્રંથને ભણે અથવા સાંભળે તે મોક્ષના પંથને જાણે. ૧

अनायासहि मति भूमिमैं, ज्ञान चिमन आबाद ।
व्है इहि कारन कहतहूं, गुरु शिष्य संवाद ।२।

અર્થ--અનાયાસે બુદ્ધિરૂપ ભૂમિમાં જ્ઞાનરૂપ બાગ પ્રફુલ્લિત થાય તેથી ગુરૂ શિષ્યના સંવાદ રૂપે ગ્રંથનો આરંભ કરૂં છું. ૨

## श्रीगुरु लक्षण.

### चोपाई.

वेद अर्थकूं भलै पिछानै,
आतम ब्रह्मरुप इक जानै ।
भेद पंचकी बुद्धि नसावै,
अद्वय अमल ब्रह्म दरशावै
भव मिथ्या मृग तृषा समाना,
अनुलव इम भाखत नहि आना ।
सो गुरुदे अद्भुत उपदेशा,
छेदक शिखा न लुंचित केशा ॥४॥

અર્થ--જે ગુરૂ વેદના અર્થને સારી રીતે જાણતા હોય, અને જીવ બ્રહ્મની એકતાને સમજતા હોય, પાંચ પ્રકારની ભેદ બુદ્ધિનો નાશ કરે, અદ્વૈત રૂપ નિર્મળ બ્રહ્મનું જે દર્શન કરાવે, સંસાર મૃગ-

તૃષ્ણાના જેવો મિથ્યા છે. માટે બીજું નથી એમ જે સદા કહે છે, તેજ ગુરૂ અદ્ભૂત ઉપદેશ આપી શકે છે શિખા કાપનાર કે લુંચ કરનાર ગુરૂ કહેવાય નહિ. ૩-૪

### दोहा.

करत मोक्ष भव ग्राहतैं, दे असि निज उपदेश।
सो देशिक बुधजन कहत नाहिं कृत गौरिक वेश॥

અર્થ--પોતાના સ્વરૂપનો-જ્ઞાનનો જે ઉપદેશ-તે રૂપ તલવાર આપીને જે સંસારરૂપ ઝુડથી મોક્ષ કરાવે છે તેને વિદ્વાનો ગુરૂ કહે છે. ગેરૂવાળાં કપડાં કરવાથી ગુરૂપદની યોગ્યતા આવતી નથી. ૫

### शिष्य लक्षण.

देशिक के लक्षण कहे, श्रुति मुनि वच अनुसार।
सो लक्षण हैं शिष्य के, व्है जिनतैं अधिकार।६।

અર્થ--દેશિક ગુરૂનાં લક્ષણ શ્રુતિ તથા મુનિનાં વચનને અનુસરીને કહ્યાં. ગ્રંથમાં અધિકારી થવાનાં જે લક્ષણો *કહેલાં છે તેજ લક્ષણો શિષ્યનાં સમજવાં. ૬

## गुरुभक्ति फल निरुपण.

**ईश्वर तैं गुरुमैं अधिक, धारै भक्ति सुजान।**
**बिन गुरुभक्ति प्रबीन हु, लहै न आतमज्ञान ।७।**

અર્થ—સુજ્ઞ પુરૂષે ઇશ્વર કરતાં પણ ગુરૂમાં અધિક ભક્તિ રાખવી. ગુરૂની ભક્તિ વિના, શાસ્ત્રમાં પ્રવીણ હોય તોપણ આત્મજ્ઞાન થતું નથી. ૭

**वेद उदधि बिन गुरु लखै, लागै लौन समान।**
**बादर गुरु मुख द्वार व्है अमृतसैं अधिकान ॥८॥**

અર્થ—ગુરૂ વિના વેદરૂપી સમુદ્ર મીઠા જેવો ખારો લાગે છે. પણ વાદળ સ્વરૂપ ગુરૂ મુખદ્વારથી આવે છે ત્યારે અમૃત કરતાં પણ અધિક સ્વાદ આપે છે. ૮

**दृति पुट घट सम अज्ञजन, मेघ समान सुजान।**
**पढै वेद इहि हेतु तैं ज्ञानी पैं, तजि आन ॥९॥**

અર્થ—અજ્ઞાની ગુરૂ ચામડાની મસક સમાન છે. ને સુજાન જ્ઞાની મેઘના—વરસાદના જેવા છે. માટે અજ્ઞાનીનો પરિત્યાગ કરીને જ્ઞાની પાસે વેદ ભણવા. ૯

## समाधान.

ब्रह्मरूप अहि ब्रह्मवित, ताकी बानी वेद ।
भाषा अथवा संस्कृत, करत भेद भ्रम छेद ॥१०॥

અર્થ—બ્રહ્મવેત્તા પુરૂષ બ્રહ્મરૂપ છે, તેની વાણી વેદરૂપ છે. પછી તે ભાષા હોય કે સંસ્કૃત હોય પણ તે સર્વ પ્રકારના ભેદભ્રમનું છેદન કરે છે. ૧૦

बानी जाकी वेद सम, कीजे ताकी सेव ।
व्है प्रसन्न जब सेव तैं, तब जानै निज भेव ।११।

અર્થ--જેની વાણી વેદ સમાન છે તે બ્રહ્મવેત્તા આચાર્યની જિજ્ઞાસુએ સેવા કરવી. તેઓ જ્યારે સેવાથી પ્રસન્ન થાય ત્યારે જિજ્ઞાસુ પોતાના સ્વરૂપને જાણે. ૧૧

## आचार्य सेवा प्रकार.

### सोरठा.

व्है जबहि गुरुसंग, करै दंड जिम दंडवत ।
धारै उत्तम अंग, पावन पाद सरोज रज ॥१२॥

અર્થ—જ્યારે શ્રીગુરૂનો સંગ થાય-સમીપ આવે

ત્યારે દંડની પેઠે તેમને સાષ્ટાંગ દંડવત કરવા. તેમના ચરણની પવિત્ર રજને મુસ્તક ઉપર ધારણ કરવી. ૧૨

### चौपाई.

गुरु समीप पुनि करिये वासा,
जो अति उत्कट व्है जिज्ञासा।
तन मन धन वच अर्पी देवै,
जो चाहे हिय बंधन छेवै ॥१३॥

અર્થ--જો અત્યંત તીવ્ર જિજ્ઞાસા થાય તો તેણે ગુરૂ સમીપજ વાસ કરવો. જો સંસારબંધન છેદી નાખવાની ઇચ્છા હોય તો તેમણે શ્રીગુરૂને તન, મન, ધન અને વચન અર્પણ કરી દેવાં. ૧૩

### तन मन धन अर्पण प्रकार.

तन करि बहु सेवा विस्तारै,
आज्ञा गुरुकी कबहू न टारै।
मनमैं प्रेम राम सम राखै,
व्है प्रसन्न गुरु इम अभिलाखै ॥१४॥

दोष द्रष्टि स्वपनै नहिं आनै,
हरिहर ब्रह्म गंग रवि जानै।
गुरु मूरतिको हिय मे ध्याना,
धारै जो चाहै कल्याना ॥१५॥
पत्नी पुत्र भूमि पशु दासी,
दास द्रव्य गृह व्रीही विनाशी।
धन पद इन सबहिन कूं माखै,
व्है गुरु शरण दूरि तिहि नाखै ॥१६॥

અર્થ—શરીર વડે ગુરૂની ઘણી સેવા કરે, ગુરૂની આજ્ઞાનો કદિ લોપ કરે નહિ. શ્રીસદ્ગુરૂના ઉપર પરમેશ્વર કરતાં પણ અધિક પ્રીતિ રાખે અને ગુરૂજી પ્રસન્ન થાય એવી ઇચ્છા રાખે, શ્રીગુરૂના વિષે સ્વપ્નમાં પણ દોષદૃષ્ટિ કરે નહિ, પણ હરિ, હર, બ્રહ્મા, ગંગા ને સૂર્ય જેવા પ્રસંગાનુરૂપ સમજે. જે શિષ્ય પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય તેણે પોતાના હૃદયમાં શ્રીગુરૂમૂર્તિનું નિરંતર ધ્યાન કરવું. પત્ની, પુત્ર, ભૂમિ, પશુ, દાસી, દ્રવ્ય, ઘર, તથા ધાન્ય એ

સર્વને ધન કહેવામાં આવે છે. તે સર્વને દુર કરી શ્રીગુરૂનાં શરણમાં રહે. ૧૬

सोरठा.

धन अर्पणको भेव, एक कह्यो सुन दूसरो।
व्है गृहस्थ गुरुदेव, याज्ञवल्कय सम देह तिहिं।

અર્થ--ધન અર્પણનો એક પ્રકાર કહ્યો હવે બીજો સાંભળ જો ગુરૂ યાજ્ઞવલ્કયની પેઠે ગૃહસ્થ હોય તો તેમને ધન અર્પણ કરવું. ૧૭

वाणी अर्पण प्रकार.

छंद.

भाखत गुन गन गुरुके बानी शुद्ध ।
दोष न कबहुं अर्पन करि इम बुद्ध ॥१८॥

અર્થ--ગુરૂશ્રીના ગુણને ગાવાથી વાણી શુદ્ધ થાય છે, એમ માની તેમના ગુણ ગાવાં પણ બુદ્ધિમાને કદિ દોષ અર્પણ કરવા નહિ. ૧૮

सोरठा.

जो चाहे कल्यान, तन मन धन अरपि इम ।
बसै कहुत गुरुस्थान, भिक्षा तैं जीवन करै ॥१९॥

અર્થ--જે મનુષ્ય પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય તેણે પ્રથમ કહ્યા મુજબ તન, મન, ધન, વચના અર્પણ કરી જ્યાં ગુરૂ રહેતા હોય ત્યાં અથવા નજિકમાં વાસ કરવો અને ભિક્ષા વડે પોતાનું જીવન ધારણ કરવું. ૧૯

चौपाई.

सो भिक्षा धरि देशिक आगे,
निज भोजनकूं नाहि पुनि मागै।
जो गुरु देइ तु जाठर डारे,
नहिं दूजे दिन वृत्ति संभारे ॥२०॥

અર્થ--માગી આણેલી ભિક્ષા ગુરૂની પાસે લાવીને મૂકે અને પોતાના ભોજન માટે તેમાંથી માગે નહિ. જો ગુરૂ કૃપા કરીને આપે તો ભોજન કરે નહિ તો બીજે દિવસે ભિક્ષા માટે જાય. ૨૦

दोहा.

पुनि गुरुके आगे धरे, भिक्षा शिष्य सुजान।
निर्वेद न जियमैं करै, जो निज चहै कल्यान २१

અર્થ--બુદ્ધિમાન્ શિષ્ય ફરી બીજે દિવસે જે

ભિક્ષા લાવે તે ફરી ગુરૂની પાસે મૂકે. જે પોતાનું કલ્યાણ ચાહતો હોય તે મનમાં ગ્લાનિ લાવે નહિ. ૨૧

**चौपाई.**

**इम व्यवहृत अवसर जब पेखै,**
**मुख प्रसन्न गुरु सन्मुख लेखै।**
**बिनती करै दोउ कर जोरी,**
**गुरु आज्ञा तैं प्रश्न बहोरी ॥ २२ ॥**

અર્થ—આ રીતે વ્યવહાર કરતાં જ્યારે ગુરુનો અવકાશ જોવામાં આવે તથા પ્રસન્નમુખથી જ્યારે ગુરૂ સામું જુએ ત્યારે બે હાથ જોડી ગુરૂને વિનતી કરે ને ગુરૂ જો આજ્ઞા કરે તો પ્રશ્ન પૂછે. ૨૨

**दोहा.**

**तन मन धन बानी अरपि, जिहिं सेवत चित लाय।**
**सकल रूप सो आप है, दादू सदा सहाय ॥२३॥**

અર્થ—તન, મન, ધન, તથા વચન અર્પણ કરી જે ચિત્ત દઈને ગુરૂની સેવા કરે છે. તે પોતે સર્વરૂપ છે ને દાદૂ હંમેશાં તેને સહાય કરે છે. ૨૩

---

# चतुर्थस्तरंगः

## उत्तम अधिकारी उपदेश निरुपण.

### दोहा.

गुरु शिषके संवादकी, कहुं व गाथ नवीन ।
पेखि जाहि जिज्ञासु जन, होत विचार प्रवीन १

અર્થ---ગુરૂ શિષ્યના સંવાદરૂપે એક નવીન કથા કહું છું જેને જાણીને જિજ્ઞાસુ માણસ વિચાર કરવામાં પ્રવીણ થાય છે. ૧

तीनि सहोदर बाल शुभ, चक्रवती संतान ।
शुभसंतातिपितुतिहिं नमैं, स्वर्ग पताल जहान ॥

અર્થ---ચક્રવર્તી રાજાના પુત્રો આ ત્રણ સગા ભાઇઓ હતા, તેમના પિતાનું નામ શુભસંતતિ હતું. તેમને સ્વર્ગ, પાતાળ અને મૃત્યુલોક સર્વ નમતાં હતાં. ૨

तत्वदृष्टि इक नाम आहि, जो कहत अदृष्ट ॥
तर्कदृष्टि पुनि तीसरो, उत्तम मध्य कनिष्ट ॥६॥

અર્થ—એકનું નામ તત્ત્વદૃષ્ટિ, બીજાનું નામ અદૃષ્ટિ કહે છે અને ત્રીજાનું નામ તર્કદૃષ્ટિ. એ ત્રણે અનુક્રમે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ હતા. ૩

चौपाई.

बालपनो सब लेखत खोयो,
तरुण पान पुनि मदन विगोयो ॥
धारि नारि गृह मार प्रकाशी,
भोग लहे तिहुं सब सुखराशी ॥४॥

અર્થ—રાજાએ બાલ્યાવસ્થા રમવામાં ગુમાવી જ્યારે યુવાન થયો ત્યારે કામથી પીડાવા લાગ્યો, કામદેવના પ્રકાશને લઇ સ્ત્રી પરણીને ગૃહી થયો, તેણે અનેક પ્રકારનાં સુખ ભોગવ્યાં. ૪

दोहा.

स्वर्ग भुमि पातालके, भोगहि सर्व समाज ॥
शुभसंताति निज तेज बल करत राजके काज ५

અર્થ-સ્વર્ગ, પૃથ્વી અને પાતલના સર્વ પ્રકારના ભોગની સામગ્રી ભોગવતો તે શુભસંતતી પોતાના

તેજ અને બલ વડે રાજ્યનું કામ કરતો હતો. ૫

**लहि अवसर इक तिहिं पिता, निज हिय रच्यो विचार**
**सुख स्वरूप अज आतमा, तासूं भिन्न असार ६**

અર્થ—તેમના પિતાએ સમય જોઇને પોતાના મનમાં વિચાર કર્યો કે એક આત્મા અજ અને સુખસ્વરૂપ છે તેનાથી ભિન્ન સર્વ અસાર છે. ૬

**इहिं कारन तजि राज यह, जानूं आतम रूप ॥**
**स्वर्ग भुमि पातालके, तिहुं पुत्र करि भुप ॥७॥**

અર્થ—આત્મા સુખરૂપ છે. એ કારણથી આત્માના સ્વરૂપને જાણું અને ત્રણ પુત્રને સ્વર્ગ, ભૂમિ તથા પાતાળનું રાજ્ય આપી હું રાજ્યનો ત્યાગ કરૂં. ૭

## चौपाई.

**अस विचार शुमंसतति कीना,**
**मंत्रि पेखि तिहुं पुत्र प्रबीना ॥**
**देश इकंत समीप बुलाये,**
**निज विरागके वचन सुनाये ॥८॥**

અર્થ—આ પ્રમાણે વિચાર કરીને શુભસંતતિએ પોતાના મંત્રિને સંજ્ઞા કરીને પોતાના ત્રણ પ્રવીણ પુત્રોને એકાન્ત સ્થાનમાં બોલાવ્યા તથા પોતાના વૈરાગ્યનાં વચન સંભળાવ્યાં. ૮

भाख्यो पुनि यह राज संभारहु,
इक पताल इक स्वर्ग सिधारहु ।
अपर बसहु काशी भुबि स्वामी,
रहत जहां शिव अंतरयामी ॥९॥

અર્થ—વળી તેણે કહ્યું કે "હે પુત્રો આ રાજ્યને તમે સંભાળી લ્યો. એક પાતાળને વિષે, તથા એક સ્વર્ગમાં રાજ્ય કરો. તથા એક કાશીને વિષે રહી પૃથ્વીનું રાજ્ય કરો. કે જ્યાં અંતર્યામી એવા શિવનો વાસ છે." ૯

जिहि मरतहि सुनि शिव उपदेशा,
अनयासहि तिहि लोक प्रवेशा ॥
गंग अंग मनु कीर्ति प्रकाशै,
उत्तर वाहिनि अधिक उजासै ॥१०॥

અર્થ—જ્યાં ( કાશીમાં ) મરતી વખત જે શિવનો ઉપદેશ સાંભળે છે તે અનાયાસે શિવલોકમાં પ્રવેશ કરે છે. ત્યાં ઉત્તરવાહિની ગંગાનો પ્રવાહ જાણે તેમની કીર્તિનો પ્રકાશ કરતો હોય તેમ શોભે છે. ૧૦

## दोहा.

**करहु राज इम भिन्न तिहुं, पालहु निज निज देश ।**
**विन विभाग भ्रातानको, भूमि काज व्है क्लेश ॥**

અર્થ—આ રીતે તમે ત્રણે જણાઓ ભિન્ન સ્થાનમાં રાજ્ય કરો. તથા પોતાના દેશનું પાલન કરો. જો વિભાગો કરવામાં નથી આવતા તો ભાઇઓમાં ભૂમિ માટે પરસ્પર ક્લેશ ઉત્પન્ન થાય છે. ૧૧

## इंदव छंद.

**राज समाज तजौं सबमैं अब ।**
**आनि हिये दुःख ताहि असारा ॥**
**और तु लोक दुखी अपनै दुख ।**
**मैं भुगत्यो जग क्लेश अपारा ॥**

जे भगवान प्रधान अज्ञान ।
समान दरिद्रन ते जन सारा ॥
हेतु विचार हिये जगके भग ।
त्यागि लखूं निज रूप सुखारा ॥१२॥

અર્થ—હવે હું આ રાજસમાજને અંતઃકરણથી દુઃખરૂપ જાણીને તેનો ત્યાગ કરૂ છું. સર્વ લોક તો પોતાના દુઃખવડે દુઃખી હોય છે પણ મેં તો સંસારને માટે અત્યંત ક્લેશ સહન કર્યો. જે પુરૂષો ઐશ્વર્ય-વાળાઓમાં મુખ્ય-આગેવાન છે અને અજ્ઞાની છે. તે સર્વ મનુષ્યો સંપત્તિવાળા છતાં દરિદ્રી-મનુષ્યોની માફક અંદરખાનેથી દુઃખી છે. આવા હેતુઓનો હૃદયમાં વિચાર કરીને સંસારના સર્વ ઐશ્વર્યનો ત્યાગ કરી પરમ સુખસ્વરૂપ એવા મારા સ્વરૂપને હું જાણવા ઇચ્છુ છું. ૧૨

वाक्य अनंत कहै इम तात ।
सुनै तिहुँ भ्रात सुबुधि निधाना ॥
बैठि इकंत विचार अपार ।
भनै पुनि आपसमांहिं सुजाना ॥

दे दुःख मूल समाज हमैं यह ।
आप भयो चह ब्रह्म समाना ॥
सो जन नागर बुद्धिक सागर ।
आगर दुःख तजै ज्ञु जहाना ॥ १३ ॥

અર્થ—એ પ્રમાણે પિતાએ ઘણાં વાક્યો કહ્યાં અને સુબુદ્ધિ નિધાન ત્રણે ભાઇઓએ તે સાંભળ્યાં. તે બુદ્ધિમાનોએ એકાન્તમાં બેસીને વિચાર કર્યો અને પછી પરસ્પર કહેવા લાગ્યા. “ દુઃખના મૂલરૂપ રાજ્યને સોંપીને આપણા પિતા બ્રહ્મસદશ થવા ઇચ્છે છે ” આ સંસારમાં તેજ મનુષ્ય ચતુર અને બુદ્ધિના સાગરરૂપ છે કે જેણે દુઃખના સ્થાનરૂપ આ જગતનો ત્યાગ કર્યો છે. ૧૩

## दोहा.

या तैं तजि दुःख मूल गह, राज करौ निज काज ।
करि विचार इम गेहतैं, निकस्यो भ्रात समाज ।

અર્થ—માટે દુઃખના મુલરૂપ આ રાજનો ત્યાગ કરી આપણું કામ કરીએ. એવો વિચાર કરીને ત્રણે ભાઇઓનો સમાજ ઘરમાંથી નીકળ્યો. ૧૪

**तिहुं खोजत सद्गुरु चले, धारि मोक्ष हिय काम ।**
**अर्थ सहित किय तातको, शुभसंतति यह नाम ।**

અર્થ—મનમાં મોક્ષની કામના રાખીને ત્રણે ભાઇઓ સદ્દગુરૂને ખોળવા ચાલ્યા. એ રીતે ત્રણે ભાઇઓએ પોતાના પિતાનું શુભસંતતિ એવું જે નામ તે સાર્થક કર્યું. ૧૫

**खोजत खोजत देश बहु, सुरसरि तीर इकंत ।**
**तरु पल्लव शाखा सघन, बन तामैं इक संत ॥१६॥**

અર્થ—ઘણા દેશો ખોળતા ખોળતા તેઓ ગંગા-પર આવ્યા ત્યાં તરૂ–ઝાડ, પલ્લવ તથા શાખાથી સઘન–ઘાટું વન જોયું તેમાં એક સંતને બેઠેલા જોયા. ૧૬

**बैठयो बट विटपहिं तरै, भद्रा मुद्रा धारि ।**
**जीव ब्रह्मको एकता, उपदेशत गुनटारि ॥१७॥**

અર્થ—ત્યાં એક વડની નીચે ભદ્રામુદ્રા ધારણ કરીને એક સંત બેઠા હતા ( ભદ્રામુદ્રાનો એ પ્રકાર છે કે અંગુઠો અને પાસેની તર્જની આંગળીનો સંયોગ અને મધ્યમા, અનામિકા ને કનિષ્ઠિકા ( છેલ્લી ત્રણ ) આંગળીઓને સિદ્ધિ રાખવી તેનો

ભાવ એ છે કે ) ત્રણ ગુણ જૂદા છે અને જીવને બ્રહ્મ એક છે. તેવો ઉપદેશ કરતા હતા. ૧૭

**दोष रहित एकाग्र चित्त, शिष्य संघ परिवार।**
**लखि देशिक उपदेश हिय, बहुधा करत विचार।**

**અર્થ**—ત્યાં દોષ રહિત એકાગ્ર ચિત્તવાળો, શિષ્ય સમૂહ પરિવારરૂપે ગુરૂના ઉપદેશને અંતઃકરણમાં ધારણ કરી સર્વ પ્રકારે મનન કરતો હતો. ૧૮

**मनहु शंभु कैलासमैं, उपदेशत सनकादि।**
**पेखि ताहि तिहिं लहि शरन, करी दंडवत आदि।**

**અર્થ**—જાણે કૈલાસમાં ( દક્ષિણામૂર્તિ સ્વરૂપે) મહાદેવજી ચારે સનકાદિકને ઉપદેશ કરતા હોય તેવા ગુરૂને જોઇ, તેમનું શરણ લેવા દંડવત્ નમસ્કાર કરવા લાગ્યા. ૧૯

**कियो वास षटमास पुनि, शिष्य रीति अनुसार।**
**करी अधिक गुरु सेव तिहुं, मोक्षकाम हिय धार२०**

અર્થ—શિષ્યની રીતને અનુસરીને ૭ માસ સુધી ગુરૂ પાસે નિવાસ કર્યો તથા મોક્ષની ઇચ્છા મનમાં રાખીને ત્રણે ગુરૂની અત્યંત સેવા કરવા લાગ્યાં ૨૦

कहै प्रसन्न श्रीगुरु तबै, ते पूछे मृदुबानि ।
किहिं कारन तुम तात तिहुं,बसहु कौन कह आनि।

અર્થ—જ્યારે શ્રીસદ્‌ગુરૂ પ્રસન્ન થયા ત્યારે તેઓ અત્યંત મૃદુ વાણીવડે પોતાના શિષ્યોને પૂછવા લાગ્યા "હે સૌમ્ય પુરૂષો તમે શા માટે અહીંઆં વસો છો ? તમે પરસ્પર શા સગા છો? અને કોના પુત્ર છો ?" ૨૧

तत्त्वद्दष्टि तब लखि हिये, निज अनुजनकी सेन ।
कहै उभयकर जोरिं निज, अभिप्रायके बैन ॥२२॥

અર્થ—પોતાના નાના ભાઇઓની સાન-ઇશારત ( મનો ઇચ્છા ) જાણી લઇને તત્ત્વદષ્ટિ પોતાના હાથ જોડીને નીચે પ્રમાણેનાં વચન કહેવા લાગ્યો. ૨૨

तत्त्वद्दष्टिरुवाच.

दोहा.

भो भगवन हम भ्रात तिहुं, शुभसंतति संतान ॥
लख्यो चहैं बहु भेव हिय, दीन नवीन अजान २३

અર્થ—હે ભગવન્ અમે ત્રણે ભાઇઓ શુભ-

સંતતિના પુત્રો છીએ. દીન, નવીન અને અજ્ઞાની એવા અમે મોક્ષના રહસ્યને જાણવાને ઇચ્છીએ છીએ. ૨૩

**जो आज्ञा व्है रावरी, तो व्है पूछि प्रवीन ।**
**आप दयानिधि कल्पतरु,हम अति दुखित अधीन२४**

અર્થ—આપ દયાનિધિ અને કલ્પવૃક્ષરૂપ છો, અમે અત્યંત દુઃખી છીએ માટે જો આપશ્રીની આજ્ઞા હોય તો અમે પૂછીને જાણીતા થઇએ. ૨૪

## श्रीगुरुरुवाच.

## सोरठा.

**सुनाहु शिष्य मम बात, जो पूछहु तुम सो कहुं ।**
**लहो हिये कुशलात, संशय कोउ ना रहे ॥ २५ ॥**

અર્થ—હે શિષ્ય મારી વાત સાંભળ, તું જે પૂછશે તે હું કહીશ. કોઇ સંશય રહેશે નહિ માટે હૃદયમાં મોક્ષને જાણો. ૨૫

## दोहा.

**गुरुकी लखो दयालुता, शिष्य हिये भौ चैन ।**
**काज सिद्ध निजमानि हिय, भाषे सविनय बैन २६**

અર્થ—ગુરૂની દયાલુતા જોઇને, શિષ્યના હૃદયમાં આનંદ થયો. પોતાનું કાર્ય સિદ્ધ થયું એમ મનમાં સમજીને વિનય સહિત નીચે પ્રમાણે વચન કહેવા લાગ્યો. ૨૬

तत्त्वदृष्टिरुवाच.

चौपाई.

भो भगवन तुम कृपा निधाना,
हौ सर्वज्ञ महेश समाना ।
हम अजानमति कछु न जानै,
जन्मादिक संसृति भयमानै ॥२७॥

અર્થ—હે ભગવન્ આપ કૃપાના નિધાન છો. સર્વજ્ઞ અને મહાદેવ સમાન છો. અમે અજ્ઞાન બુદ્ધિ કાંઇ જાણતા નથી જેથી જન્મ વિગેરે સંસારને ભય માનીએ છીએ. ૨૭

कर्म उपासन कीने भारी,
और अधिक जग पाशी डारी ॥
आप उपाय कहो गूरु देवा,
कहै जातैं भवदुखको छेवा ॥ २८ ॥

અર્થ—હે ગુરો! કર્મ અને ઉપાસનાનાં અનંત અનુષ્ઠાનો કર્યાં પણ તેથી સંસારનો પાશ ઉલટો વધારે દૃઢ થયો. આપ એવો ઉપાય બતાવો કે જેથી ભવ દુઃખનો નાશ થાય. ૨૮

पुनि चाहत हम परमानंदा,
ताको कहो उपाय सु छंदा ॥
जब कृपा करि कहिहो ताता,
तब व्है है हमरे कुशलाता॥ २९॥

અર્થ—અમે વળી પરમાનંદ સ્વરૂપને ઇચ્છીએ છીએ, આપ અમને તેનો સ્વચ્છંદ ઉપાય કહો. હે તાત! જ્યારે આપ કૃપા કરીને તે કહેશો ત્યારે અમારૂં કલ્યાણ થશે. ૨૯

## गुरुका उत्तर.

### दोहा.

मोक्ष काम गुरु शिष्य लखि, ताको साधन ज्ञान।
वेदउक्त भाषन लगे, जीव ब्रह्म भिद भान ॥३०॥

અર્થ—મોક્ષની કામનાવાળા શિષ્યને જોઇને

—तेनुं साधन ज्ञान ते कहेवा लाग्या, जे ज्ञान जीव ब्रह्मना भेदने तोडनारुं अने वेदमां कहेलुं छे. ३०

**परमानंद मिलापतूं, जो शिष्य चंहे सुजान ॥**
**जन्मादिक दुःख नाशपुनि, भ्रांतिजन्य तिहिंमान ३१**

अर्थ—हे सुजाण शिष्य तुं परमानंदनी प्राप्ति अने जन्मादिक दुःखना नाशनी इच्छा करे छे ते केवळ भ्रांतिथी थएली छे एम तुं जाण. ३१

**परमानन्दस्वरूप तूं, नहिं तौमैं दुखलेश ॥**
**अज अविनाशी ब्रह्मचित् जिन आने हियक्लेश ३२**

अर्थ—तुं परमानंद स्वरुप छे तारामां जरा पण दुःखनो अंश नथी. तुं अजन्मा अविनाशी चैतन्य ब्रह्म छे. तारा मनमां रखे जरा पण शोक लावतो. ३२

## तत्त्वदृष्टिरुवाच.

**विषयसंग क्यूं भान है, जो मै आनन्दरूप ॥**
**अब उत्तर याको कहौ, श्रीगुरुमुनिवरभूप ॥३३॥**

अर्थ—जो हुं आनंदरुप छुं तो मने विषयना संगनुं भान केम थाय छे ? मुनिवरोमां श्रेष्ठ हे गुरुजी आप एनो उत्तर कहो. ३२

## श्रीगुरुरुवाच.

## चौपाई.

आतम विमुख बुद्धि जन जोई,
इच्छा ताहि विषयकी होई ।
तासूं चंचल बुद्धि बखानी,
सुख आभास होइ तहं हानी ॥३४॥

અર્થ—જે મનુષ્ય આત્મા વિમુખ બુદ્ધિવાળો છે તેને વિષયની ઇચ્છા થાય છે. તેથી તેની બુદ્ધિ ચંચલ થાય છે. તેને વિષે સુખના આભાસનો નાશ થાય છે. ૩૪

जब अभिलषित पदारथ पावे,
तब मति छन विक्षेप नशावै ॥
तामै व्है आनन्द प्रतिबिंबा,
पुनि छनमै बहु चाह विडंबा ॥३५॥

અર્થ—જ્યારે ઇચ્છિત પદાર્થ પ્રાપ્ત થાય છે ત્યારે એક ક્ષણ બુદ્ધિ સ્થિર થઇ જાય છે. તેથી આંતરમુખ થએલી બુદ્ધિમાં આત્માનું પ્રતિબિંબ પડે

છે તેથી આનંદ થાય છે. પુનઃક્ષણમાં આત્માનંદને ભૂલીને પુરૂષને વિષયના આનંદની ભ્રાંતિ થાય છે. ૩૫

**तातै व्है थिरताकी हानी,**
**सो अनंद प्रतिबिंब नशानी ॥**
**विषय संग आनंद्र जु होई,**
**बिन सतगुरु यह लखै न कोई ।३६।**

અર્થ—તેથી સ્થિરતાનો નાશ થાય છે, ( તેથી બુદ્ધિ ચંચળ થાય છે ) એ ચંચળતા આનંદના પ્રતિબિંબનો નાશ કરનાર છે, વિષયના સંગથી જે આનંદ થાય છે તેનું સ્વરૂપ ગુરૂ વિના કોઇ જાણી શકે તેમ નથી. ૩૬

## दोहा.

**विषय संगतैं व्है प्रगट, आतम आनन्दरुप ॥**
**शिष्य सुनायो तोहिमैं, यह सिद्धान्त अनूप ३७**

અર્થ—વિષય સંગથી આત્માનોજ આનંદરૂપ પ્રાદુર્ભાવ થાય છે. અર્થાત્ વિષય નિમિત્તે આત્માનંદનુંજ ભાન થાય છે. એ અપૂર્વ સિદ્ધાંત હે શિષ્ય મેં તુને સમજાવ્યો. ૩૭

## सोरठा.

सो तूं मोहि व भाख, जो यामैं शंका रही ॥
निज मतिमैं मति राख, मैं ताको उत्तर कहूं ३८

અર્થ—હવે આમાં-આનંદમાં-અનુભવમાં જો કોઈ શંકા હોય તો તું મને કહે. તે શંકાને તારી બુદ્ધિમાં રાખીશ નહિ. ( પૂછતાં ) હું તેનો ઉત્તર આપીશ. ૩૮

## तत्त्वदृष्टिरुवाच.

## चौपाई.

भो भगवन तुम दीन दयाला,
मेटयो मम संशय ततकाला ॥
यामैं कछुक रही आशंका,
सो भाखूं अब व्है निर्बंका ॥३९॥

અર્થ—હે ભગવન્ તમે દીન ઉપર દયા કરનારા છો. આપે મારા સંશયોનો તત્કાલ નાશ કર્યો. પણ તેમાં જે કાંઈક શંકા રહી ગઈ છે તે સરલતાથી કહું છું. ૩૯

आतम विमुख बुद्धि अज्ञानी,
ताकी यह सब रीति बखानी ॥
ज्ञानी जनको कहाँ विचारा,
कोउ न तुम सम और उदारा ॥४०॥

અર્થ—જે પુરૂષ આત્મ વિમુખ છે. અજ્ઞાની છે. તેની રીત તો આપે કહી. હવે જ્ઞાની પુરૂષની રીતનો વિચાર કહો, સંશયનું છેદન કરવામાં આપના જેવો બીજો કોઇ ઉદાર નથી. ૪૦

श्रीगुरुरुवाच.

दोहा.

सुनहु शिष्य इक बात मम, सावधान मनकान ॥
हैं द्विविध आतम विमुख, अज्ञानी रु सुजान ।४१।

અર્થ—હે શિષ્ય મન એકાગ્ર કરીને હું એક વાત કહું છું તે તું સાંભળ, આત્મ વિમુખ બે પ્રકારના હોય છે (૧) અજ્ઞાની (૨) જ્ઞાની. ૪૧

रहै विस्मृत व्यवहारमैं, कबहुक ज्ञानी संत ॥
अज्ञानी विमुख हि रहै, यह तूं जान सिद्धंत ।४२॥

અર્થ—જ્ઞાની સંત ક્યારેક વ્યવહારમાં આત્મ તત્ત્વને ભૂલી જાય છે. એટલે વ્યવહાર કાળમાં આત્મ વિમુખ રહે છે. પણ અજ્ઞાની મનુષ્ય તો સદાકાળ વિમુખજ રહે છે. એ રીતે સિદ્ધાન્ત સમજી લે. ૪૨

## शिष्य उवाच.

## चौपाई.

हे प्रभु परमानंद बखान्यो,
मेरो रूप सु मैं पहिचान्यो ॥
न हिं तो मैं भवबंधन लेशा,
कह्यो आप पुनि यह उपदेशा ॥४३॥

અર્થ:—હે પ્રભુ આપે પરમાનંદ સ્વરૂપ પ્રશંસા કરી, અને તેથી પરમાનંદ મારૂં રૂપ છે એમ મેં જાણ્યું. વળી આપે કહ્યું કે તારામાં સંસાર બંધન જરાપણ નથી તે ઉપદેશ પણ જાણ્યાં. ૪૩

यामैं शंका मुहि यह आवे,
जातैं तव वच हिय न सुहावै ॥
नहिं मोमैं यह बंध पसारो,
कहो कौन तौ आश्रय न्यारो ॥४४॥

અર્થ—પણ તેમાં મને એક શંકા થાય છે. જેથી આપનાં વચન અંતઃકરણમાં ઉતરતાં નથી. જો સંસાર બંધન મારામાં ન હોય તો પછી તે કોને આશરે રહેલ છે તે કહો. ૪૪

## श्रीगुरुरुवाच.

### सोरठा.

सुनहु शिष्य मम बानि, जातैं तव शंका मिटै ॥
है जगकी अति हानि, तो मोमैं नहिं औरमैं ४५॥

અર્થ—હે શિષ્ય તું મારા વચન સાંભળ કે જેથી તારી શંકા ટળી જાય. જગત્‌ની અત્યંત નિવૃત્તિ છે. તે તારામાં મારામાં અને બીજામાં નથી. ૪૫

## तत्त्वदृष्टिरुवाच.

### दोहा.

जो भगवन कहुं है नहिं, जन्म मरन जग खेद ।
है प्रत्यक्ष प्रतीति क्युं, कहो आप यह भेद ॥४६॥

અર્થ—હેભગવન્ જો આપ એમ કહો છો કે આત્મામાં જન્મ, મરણ અને સંસારનાં દુઃખો નથી

તો તેની પ્રત્યક્ષ પ્રતીતિ કેમ થાય છે? તેનું કારણ આપ મને કહો. ૪૬

**श्रीगुरुरुवाच.**

**दोहा.**

**आत्मरूप अज्ञानतैं, व्है मिथ्या परतीति ॥**
**जगत स्वप्न नभ नीलता, रज्जुभुजगकी रीति ४७**

**અર્થ**—આત્મસ્વરૂપના અજ્ઞાનથી જગતની મિથ્યા પ્રતીતિ થાય છે. અર્થાત્ નથી છતાં જણાય છે. જેમ સ્વપ્નામાં પદાર્થ, આકાશમાં નીલતા અને દોરડીમાં સર્પ નથી છતાં દેખાય છે તેમ. ૪૭

**तत्त्वदृष्टिरुवाच.**

**चौपाई.**

**मिथ्या सर्प रज्जु मैं जैसै,**
**भाख्यो भव आतम मैं तैसै ॥**
**कैसै सर्प रज्जुमैं भासै,**
**यह संशय मन बुद्धि विनाशै ॥४८॥**

અર્થ—જેમ દોરડીમાં મિથ્યા સર્પ દેખાય છે. તેમ આત્મામાં મિથ્યા જગત દેખાય છે એમ આપે કહ્યું. પણ દોરડીમાં સર્પ કેવી રીતે દેખાય છે. એજ મારા મનમાં સંશય છે. એ સંશય મારા નિશ્ચયનો નાશ કરે છે. ૪૮

असत ख्याति पुनि आतम ख्याति,
ख्याति अन्यथा अरु अख्याति ॥
सुने चारि मत भ्रमकी ठौरा,
मानूं कौन कहौ यह ब्यौरा ॥४९॥

અર્થ—(૧) અસતખ્યાતિ (૨) આત્મખ્યાતિ (૩) અન્યથાખ્યાતિ (૪) અખ્યાતિ, એ ચાર, (૧) શૂન્યવાદી (૨) ક્ષણિક વિજ્ઞાનવાદી (૩) ન્યાય અને વૈશેષિક (૪) સાંખ્ય અને પ્રભાકર ] મત સાંભળ્યા છે. એમાંથી કયા મતને શ્રેષ્ઠ માનું તે કહો. ૪૯

श्रीगुरुरुवाच.

दोहा.

ख्याति अनिर्वचनीय लखि, पंचम तिनतैं और ॥
युक्तिहीन मत च्यारि ये, मानहु भ्रमकी ठौर ॥५०॥

અર્થ—પ્રથમના ચાર મત યુક્તિહીન છે, તેનાથી જૂદો પાંચમો અનિર્વચનીય ખ્યાતિ મત ભ્રમ સ્થાનમાં માનવા યોગ્ય છે. ૫૦

શિષ્યઉવાચ.

यह मिथ्या परतीत व्है, जामैं जगत अपार ॥
सो भगवन मोकूं कहौ, को याको आधार ॥५१॥

અર્થ—હે ભગવંન્ જેમાં અપાર જગત્ મિથ્યા જણાય છે. તે જગત્નો આધાર કોણ છે તે મને કહો. ૫૧

શ્રીગુરુરુવાચ.

तव निजरूप अज्ञानतैं, व्है मिथ्या जगभान ॥
अधिष्ठान आधार तूं, रज्जु भुजंग समान ॥५२॥

અર્થ—તારા પોતાના સ્વરૂપના અજ્ઞાનથી તને મિથ્યા જગતનું ભાન થાય છે. જેમ દોરડી મિથ્યા-સર્પનું અધિષ્ઠાન અને આધાર છે, તેમ જગતનું અધિષ્ઠાન અને આધાર તું છું. ૫૨

શિષ્યઉવાચ.

भगवन मिथ्या जगतको, द्रष्टा कहिये कौन ॥

अधिष्ठान आधारजो, द्रष्टा होय न तौन ॥ ५३ ॥

અર્થ—હે ભગવન્ મિથ્યા જગતનો દ્રષ્ટા કોને કહેવો ! જે અધિષ્ઠાન અથવા આધારરૂપ હોય તે દ્રષ્ટા થઈ શકે નહિ. ૫૩

## श्रीगुरुउवाच.

## चौपाई.

मिथ्या वस्तु जगतमैं जे है,
अधिष्ठानमैं कल्पित ते है ॥
अधिष्ठान सो द्विविध पिछानहु,
इक चेतन दूजो जड जानहु ॥५४॥

અર્થ—જગતમાં જેટલી મિથ્યા વસ્તુ છે તે અધિષ્ઠાનમાં કલ્પિત છે, એ અધિષ્ઠાન એક ચેતન અને બીજું જડ એમ બે પ્રકારનાં છે તે તું જાણ. ૫૪

अधिष्ठान जड वस्तु जहां है,
द्रष्टा तातैं भिन्न तहां है ॥
जहां होय चेतन आधारा,
तहां न द्रष्टा होवै न्यारा ॥५५॥

અર્થ—જ્યાં અધિષ્ઠાન વસ્તુ જડ હોય છે ત્યાં દ્રષ્ટા તેનાથી જૂદો છે. પણ જ્યાં ચેતન આધાર છે ત્યાં દ્રષ્ટા જૂદો હોતો નથી. ૫૫

## दोहा.

**चेतन मिथ्या स्वप्नको, अधिष्ठान निर्धार ॥**
**सोई द्रष्टा भिन्न नहिं, तैसैं जगत विचार ॥ ५६ ॥**

અર્થ—જેમ મિથ્યા સ્વપ્નનું અધિષ્ઠાન સાક્ષી• ચેતન છે અને તેજ સ્વપ્ન દ્રષ્ટા છે. તેનાથી જૂદો દ્રષ્ટા નથી. તેમ મિથ્યા જગતનું અધિષ્ઠાન આત્મા છે અને તેજ દ્રષ્ટા છે. ૫૬

**भ्रम मिथ्या संसारदुख, व्है तोमैं भ्रम भान ॥**
**ताकी कहा निवृत्ति तूं, चाहै शिष्य सुजान ॥ ५७ ॥**

અર્થ—હે શિષ્ય આ રીતે તારામાં સંસાર દુઃખની મિથ્યા ભ્રાન્તિ થાય છે. (ભ્રમથી દુઃખ સમજાય છે વસ્તુતઃ નથી ) હે સુજાણ તેની નિવૃત્તિની ઇચ્છા થઇ કેશ નહિ. ૫૭

## शिष्यउवाच.

## चौपाई.

जग यद्यपि मिथ्या गुरु देवा,
तथापि मैं चाहूं तिहि छेवा ॥
स्वप्न भयानक जाकूं भासे,
करि साधन जन जिम तिहि नासे ५८

અર્થ—હે ગુરૂદેવ ! જો કે જગત્ મિથ્યા છે તો પણ હું તેનો નાશ કરવાની ઇચ્છા રાખું છું. જેને ભયાનક સ્વપ્ન દેખાય છે તેને નાશ કરવાનાં સાધન વડે મનુષ્ય જેમ તેનો નાશ કરવાને ઇચ્છે છે તેમ. ૫૮

यातैं हैहु जातैं जगहाना,
सो उपाय भाखो भगवाना ॥
तुम समान सतगुरु नहि आना,
श्रवण फूंक दे बंचक नाना ॥५९॥

અર્થ--હે ભગવન જેથી જગતનો નાશ થાય એવો જે ઉપાય હોય તે મને કહો. તમારા જેવો

બીજો સદ્ગુરૂ નથી બીજા ઠગારા તો કેવળ કાન-ફુંકનારાજ હોય છે. ૫૯.

श्रीगुरुरुवाच.

सोरठा.

सो मैं कह्यो वखानि, जो साधन तैं पूछियो ॥
निज हिय निश्चय आनि, रहै न रंचक खेद जग६०

અર્થ—તેં જે સાધન પૂછ્યું તે મેં તને સારી રીતે કહ્યું. તારા હૃદયમાં તેને નિશ્ચયરૂપે રાખ જેથી તને જરાપણ જગક્લેશ થશે નહિ. ૬૦,

दोहा.

निज आतम अज्ञानतैं, है प्रतीत जगखेद ॥
नशै सु ताके बोधतैं, यह भाषत मुनि वेद ॥६१॥

અર્થ—સ્વઆત્માના અજ્ઞાનથી સંસારના ક્લેશની પ્રતીતિ થાય છે. આત્મજ્ઞાનથી તેનો નાશ થાય છે એમ મુનિઓ તથા વેદો કહે છે. ૬૧

जग माम नहि "ब्रह्ममैं," "अहंब्रह्म" यहज्ञान ॥
सो ताकूं शिष मैं कह्यो, नहिं उपाय को आन ६२

અર્થ—હે શિષ્ય " જગત મારામાં નથી હું બ્રહ્મ છું " એવું અહંબ્રહ્મરૂપી જ્ઞાન તે મેં તને કહ્યું એ શિવાય બીજું કોઈ સાધન નથી. ૬૨

**कर्म उपासनतैं नहिं, जग निदान तम नाश ॥**
**अंधकार जिम गेहमैं, नशै न बिन परकाश ॥६३॥**

અર્થ—કર્મ અને ઉપાસનાથી જગતના ઉપાદાન કારણરૂપ અજ્ઞાનનો નાશ થતો નથી. જેમ ઘરમાં અંધકાર હોય તેનો નાશ પ્રકાશ વિના થતો નથી તેમ અજ્ઞાન પણ જ્ઞાન વિના નાશ પામતું નથી. ૬૩.

**भाख्यो शिष उपदेश मैं, जग भंजक हियधारि ॥**
**जो यामैं संशय रह्यो, सो तूं पूछ विचारि ॥६४॥**

અર્થ—હે શિષ્ય મેં વિચાર કરીને જગતના નાશનો ઉપાય કહ્યો. એમાં જો કાંઈ સંશય હોય તો તું વિચાર કરીને પૂછ, ૬૪.

**शिष्यउवाच**

**चौपाई.**

**भो भगवन जो कछु तुम भाख्यो,**

सो सब सत्य जानि हिय राख्यो ॥
जग निदान अज्ञान बखान्यो,
ताको भंजक ज्ञान पिछान्यो ॥६५॥

અર્થ—હે ભગવાન્ તમે જે કાંઇ કહ્યું છે તે સર્વ સત્ય માનીને મેં મારા હૃદયમાં ધારણ કરી રાખ્યું છે. જગતનું ઉપાદાન કારણ અજ્ઞાન કહ્યું છે ને જ્ઞાન તેનો નાશ કરનાર છે એ બાબત પણ મેં જાણી છે. ૬૫

ज्ञानरूप बर्नन पुनि कीना,
जग मिथ्या सौ मैं भलचीना ॥
सुख स्वरूप आतम परकास्यो,
दया तिहारी सौ मुहि भास्यो ॥६६॥

અર્થ—વળી આપે જ્ઞાનના સ્વરૂપનું વર્ણન કર્યું જગત્ મિથ્યા છે તે પણ મેં સારી રીતે જાણ્યું. વળી આત્મા સુખરૂપ પ્રકાશે છે એ પણ તમારી દયાથી મને સારી રીતે સમજાયું. ૬૬.

शंका.

पुनि भाख्यो "तू ब्रह्म स्वरूपं,"
यह मैं लख्यो न भेद अनूपं ॥

यामैं मुहि शंका इक आवे,
जीव ब्रह्मको भेद जनावे ॥ ६७ ॥

અર્થ— વળી આપે એમ કહ્યું કે ' તું બ્રહ્મ સ્વરૂપ છે' પણ એ ગુહ્યભેદ મારા સમજવામ આવ્યો નહિ. તેથી તેમાં મને એક શંકા થાય છે. તે એ કે જીવ બ્રહ્મનો ભેદ છે. ૬૭.

पुन्य पापका हूं मैं कर्त्ता,
जन्म मरण औ सुख दुःख धर्ता ॥
और अनेक भांति जग भासै,
चहुं ज्ञान अज्ञान जु नासे ॥ ६८ ॥

અર્થ—હું પુન્ય પાપનો કર્તા છું, જન્મ મરણ તથા સુખ દુઃખને ધારણ કરવાવાળો છું. વળી અનેક પ્રકારનાં જગત્ ભાસે છે. તેથી હું જ્ઞાનની ઇચ્છા રાખું છું કે જેથી અજ્ઞાન દૂર થાય. ૬૮.

जो यातैं विपरीत स्वरूपा,
ताकूं ब्रह्म कहत मुनि भूपा ॥
कहो एकता कैसे जानूं,
रूप विरुद्ध हिये पहिचानूं ॥६९॥

અર્થ-જે આના (જીવ)થી વિપરીત સ્વરૂપવાળું છે તેને શ્રેષ્ઠ મુનિઓ બ્રહ્મ કહે છે. હું મારા હૃદયમાં જેને વિરૂદ્ધ રૂપવાળા જાણું છું તેની (જીવબ્રહ્મની) એકતા કેવી રીતે પીછાણું ? ૬૯.

सुनहु गुरु दूजा पुनिसंशै,
जीव ब्रह्म एकत्व प्रनंशै ॥
एक वृक्षमें सम द्वै पक्षी,
फल भोगै एक दूजो स्वच्छी ॥७०॥

અર્થ—હે ગુરો ! વળી મને એક બીજો સંશય થાય છે તે સાંભળો. તે પણ જીવ બ્રહ્મની એકતાનો નાશ કરનાર છે. એક વૃક્ષને વિશે બે પક્ષીઓ રહે છે તેમાં એક ફળનો ભોક્તા અને બીજો શુદ્ધ છે. ૭૦

भोग रहित परकाश असंगा,
वेद वचन यह कहत प्रसंगा ॥
कर्म उपासन पुनि बहु भाखै,
जीव ब्रह्म यातै द्वय राखै ॥७१॥

અર્થ—તે બીજો ભોગ રહિત પ્રકાશરૂપ અસંગ છે એ પ્રસંગ વેદ વચનો કહે છે. વળી કર્મ અને

ઉપાસના પણ બહુ પ્રકારથી કહેલ છે. તેથી જીવ અને બ્રહ્મ એમ દ્વૈત સિદ્ધ થાય છે. ૭૧

**श्रीगुरुरुवाच**

**सुनहु शिष्य इक कहु विचारा,**
**व्है जातैं शंका निस्तारा ॥**
**घटकाश इक जल आकाशा,**
**मेघाकाश महा आकाशा ॥ ७२ ॥**

અર્થ—હે શિષ્ય એક વિચાર કહું છું તે સાંભળ જેથી તારી શંકાનું સમાધાન થશે. ઘટાકાશ, જલાકાશ, મેઘાકાશ અને મહાકાશ ( એમ આકાશના ચાર પ્રકાર છે. ) ૭૨

**चयारि भेद ये नभके जानहु,**
**पुनि चेतनके तथा पिछानहु ॥**
**इक कूटस्थ जीव पुनि कहिये,**
**ईशाब्रह्म हिय जानै रहिये ॥७३॥**

અર્થ—એ આકાશના જેમ ચાર ભેદ છે તેમ ચેતનના પણ ચાર ભેદ જાણવા. એક કૂટસ્થ, બીજો જીવ, ત્રીજો ઇશ, ચોથો બ્રહ્મ, એમ મનમાં તું જાણ "

जब इनको तुं रूप पिछानै,
निज शंका तब हि सब भाने ॥
यातैं सुन इनको अब भेदा,
नशै सुनत जन्मादिक खेदा ॥७४॥

અર્થ--જ્યારે તું એ સર્વનું રૂપ જાણીશ, ત્યારે તારી સર્વ શંકાનો નાશ થશે માટે હવે તું આનો ભેદ સાંભળ, જેથી તારો જન્માદિ ખેદ નાશ પામે. ૭૪

## घटाकाशवर्णन.

### दोहा.

जल पूरित घटकूं जु दे, जितनो नभ अवकाश ।
युक्ति निपुन पंडित कहैं ताकूं घटआकाश ॥७५॥

અર્થ—જલ-પાણી-થી ભરેલા ઘડાને આકાશ જેટલો અવકાશ-જગા આપે; તેટલા અવકાશને યુક્તિ નિપુણ પંડિતો ઘટાકાશ કહે છે. ૭૫

## जलाकाशवर्णन.

जल पूरित घटमैं पुनि, है नभको आभास ।
घटाकाशयुत विज्ञजन, भाखत जल आकाश ।७६।

અર્થ—જલ-પાણી-થી ભરેલા ઘડમાં જે આ. કાશનું પ્રતિબિંબ પડે છે તે અને ઘટાકાશ સાથે મળીને જલાકાશ થાય છે એમ જાણનારા કહે છે. ૭૬

**जो खलमैं आकाशको, नहिं प्रतिबिम्ब लखाई ॥**
**थौरैमैं गंभीरता, व्है प्रतीत किंहि भाई ॥ ७७ ॥**

અર્થ—જો જલમાં આકાશનું પ્રતિબિંબ ન પડતું હોય તો થોડા જળમાં ગંભીરતા કેવી રીતે પ્રતીત થાય છે ? ૭૭

**यातैं जलमैं व्योमको, लखि आभास सुजान ॥**
**रूप रहित जिम शब्दतैं, व्है प्रतिध्वनिको भान ७८**

અર્થ—જેમ રૂપ રહિત શબ્દનો પડધો પડે છે તેમ રૂપ રહિત આકાશનું જલમાં પ્રતિબિંબ પડે છે એમ ડાહ્યા માણસે જાણવું. ૭૮

## मेघाकाश वर्णन.

**जो मेघहि अवकाद पुनि तामैं आभास ॥**
**तिन दोनूंकूं कहतहै, बुधजन मेघाकाश ॥७९॥**

અર્થ—વાદળાંને આકાશ જે અવકાશ આપે છે. તેમજ વાદળાંના જળમાં આકાશનું જે પ્રતિબિંબ

પડે છે એ બેઉને બુદ્ધિમાન્ માણસ મેઘાકાશ કહે છે. ૭૯

**वर्षत मेघ अनंतजल, उदक सहित इहि हेत ॥**
**दक नाहिं नभ आभासविन, इम प्रतिबिंब समेत८०**

**અર્થ**—મેઘમાંથી-વાદળાંમાંથી અનંત જળની વૃષ્ટિ થાય છે, માટે મેઘને જળયુક્ત કહે છે અને જળ આકાશના પ્રતિબિંબ વિનાનું હોય નહિ તેથી જળ પ્રતિબિંબ સાથે હોય છે. ૮૦

## महाकाशवर्णन.

**बाहिर भीतर एकरस, व्यापक जो नभरूप ॥**
**महाकाश ताकूं कहैं, कोविद बुद्धि अनूप ॥८१॥**

**અર્થ**—બાહેર અને અંદર સર્વત્ર એકરસ વ્યાપક જે આકાશનું સ્વરૂપ છે. તેને અદ્‌ભુત બુદ્ધિવાલા પંડિતો મહાકાશ કહે છે. ૮૧

**चतुर्भांति नभके कहे, छक्षण श्रुति अनुसार ॥**
**अब चेतनके शिष्य सुन, जासूं लहैं विचार ८**

**અર્થ**—હે શિષ્ય ચાર પ્રકારનાં નભનાં લક્ષણુ મેં તને શ્રુતિ પ્રમાણે કહ્યાં. હવે ચેતનનાં લક્ષણુ કહું છું તે સાંભળ જેનાથી જ્ઞાન પ્રાપ્ત થાય. ૮૨

## कूटस्थ वर्णन.

मति वा व्यष्टि अज्ञानको, अधिष्ठान चैतन्य ।
घटाकाश सम मानिये, सो कूटस्थ अजन्य ॥८३॥

અર્થ—બુદ્ધિ અથવા વ્યષ્ટિ અજ્ઞાનના અધિષ્ઠાન રૂપ જે ચૈતન્ય છે તે ઉત્પત્તિથી રહિત ઘટાકાશની પેઠે કૂટસ્થ કહેવાય છે. ૮૩

## जीववर्णन.

काम कर्मयुत बुद्धिमैं, जो चेतन प्रतिबिंब ॥
जीव कहैं विद्वान तिहिं, जल नभ तुल्य सबिंब ८४

અર્થ—કામ અને કર્મ સહિત બુદ્ધિમાં ચેતનનું જે પ્રતિબિંબ છે તેને વિદ્વાન્ જીવ કહે છે, જલાકાશની પેઠે કૂટસ્થ સહિત ચિદાભાસને જીવ કહે છે. ૮૪

अधिष्ठान कूटस्थसैं, व्है आभास बहाल ॥
रक्त पुष्प उपर धर्यो, स्फटिक होई जिम लाल ।८५।

અર્થ—લાલ પુષ્પ ઉપર સ્ફટિક ધરવાથી તે જે લાલ દેખાય છે. તેમ અધિષ્ઠાન કૂટસ્થના પ્રતિબિંબથી ચિદાભાસ દેખાય છે. ૮૫

**बुद्धिमांहि आभासजो, पुन्य पाप फल भोग ।**
**गमन आगमन सो करै, नहिं चेतनमें जोग ॥८६॥**

અર્થ—બુદ્ધિમાં જે આભાસ છે તે પુણ્ય પાપનાં ફળ ભોગવવા સારૂ ગમન આગમન કરે છે. ચેતનમાં-કૂટસ્થમાં તેનો સમ્બન્ધ નથી. ૮૬

**मिथ्या नभ घट संग ज्युं, लहै क्रिया बहु भांति**
**घटाकाश अक्रिय सदा, रहै एक रस शान्ति ॥८७॥**

અર્થ—જેમ ઘડાની સાથે આકાશ અનેક પ્રકારની મિથ્યા ક્રિયા કરતું દેખાય છે. પણ ખરૂં જોતાં ઘટાકાશ સદા ક્રિયા રહિત એકરસ શાન્ત છે. તેમ કૂટસ્થ છે એમ સમજવું. ૮૭

**अथवा व्यष्टि अज्ञानमैं, जो चेतन आभास ।**
**अधिष्ठान कूटस्थयुत, कहै जीव पर तास ॥८८॥**

અર્થ—અથવા વ્યષ્ટિ-અજ્ઞાનમાં ચેતનનો જે આભાસ પડે છે તે અને કૂટસ્થ મળીને જીવ કહેવાય છે. ૮૮

## ईश्वर वर्णन.

**चित्छाया मायाविषे, अधिष्ठान संयुक्त ।**
**मेघव्योमसम ईश सो, अंतरयामी मुक्त ॥८९॥**

અર્થ—મેઘાકાશની પેઠે માયામાં ચેતનની છાયા તથા અધિષ્ઠાન મળીને ઇશ્વર કહેવાય છે. તે અંતર્યામી અને મુક્ત સ્વરૂપ છે. ૮૯

**अंतर बांहिर एकरस, जो चेतन भरपूर ॥**
**विभुनभ सम सो ब्रह्म है, नहिं नेरे नहिं दूर ॥९०॥**

અર્થ—આકાશની પેઠે વ્યાપક ભરપૂર ચેતન અંદર ને બહાર એકરસ છે તેજ બ્રહ્મ છે. તે સમીપ નથી તેમ દૂર પણ નથી. ૯૦

**चतुर्भांति चेतन कह्यो, तामैं मिथ्या जीव ॥**
**पुण्य पाप फल भोगवै, चित् कूटस्थ सुशिव॥९१॥**

અર્થ—ચાર પ્રકારનાં ચેતન કહ્યાં તેમાં મિથ્યા આભાસ અંશ જીવ છે તે પુન્ય ને પાપરૂપ ફલને ભોગવે છે અને ચેતન જે કૂટસ્થ છે તે શિવસ્વરૂપ છે. ૯૧

**कर्मी छाया देत फल, नहिं चेतनमैं जोग ॥**
**सो असंग इकरूप है, जानै भिन्न कुलोग ॥९२॥**

અર્થ—જીવના સ્વરૂપમાં ચેતનની છાયા–આભાસ તે કર્મ કરે છે ને માયામાં જે છાયા તે ફલ આપે છે. ચેતનમાં તેનો સમ્બન્ધ નથી. કારણ કે તે

અસંગ અને એકરૂપ છે. મૂઢ લોક તેથી જુદું જાણે છે. અર્થાત્ ચેતન આપે છે એમ માને છે તે ખોટું છે. ૯૨

## चौपाई.

अहो शिष्य तैं प्रश्न जु कीने,
तिनके ये उत्तर मैं दीने ॥
कहे जु त तरुमें द्वै पच्छी,
इक भोगै इक आहि अनिच्छी ॥९३॥

અર્થ—હે શિષ્ય તેં જે પ્રશ્ન કર્યા તે સર્વના મેં ઉત્તર આપ્યા. તેં વૃક્ષમાં જે બે પક્ષી કહ્યાં તેમાં એક ભોક્તા રૂપ છે અને બીજું ઇચ્છારહિતરૂપે છે.૯૩

ते चेतन आभास लखाये,
नभ छाया ज्युं भिन्न बताये ॥
कह्यो भिन्न कर्मों फलदाता,
मति माया छाया सो ताता ॥९४॥

અર્થ—હે તાત ! તે ચેતન અને આભાસ જાણ અને આકાશ તથા તેની છાયા ભિન્ન છે એમ સમજ. કર્મ કરનાર બુદ્ધિમાં આભાસ છે તે જૂદો છે. અને માયામાં આભાસ તે ફલદાતા પણ ભિન્ન છે.૯૪

जीवईशमें चेतनरूपं,
भेद गंधतें रहित अनूपं
यातैं "अहंब्रह्म" यह जानौ,
"अहं" शब्द कूटस्थ पिछानौ ॥९५॥

અર્થ—જીવમાં અને ઇશ્વરમાં ચેતનરૂપ એકજ છે તે ભેદના ગંધથી રહિત અને અનૂપમ છે. માટે "હું બ્રહ્મ છું" એમ તારે જાણવું. તેમાં "હું" એ શબ્દથી કૂટસ્થ સમજવો. ૯૫.

"ब्रह्म" शब्दको अर्थ सुभाख्यो,
महाकाशसम लक्ष्य जु राख्यो ॥
"अहंब्रह्म" नहिं जौलौं जानै,
तौलौं दीन दुखित भय मानै ॥९६॥

અર્થ—બ્રહ્મ શબ્દનો અર્થ સારી રીતે કહ્યો. તે મહાકાશની પેઠે લક્ષ્યાર્થરૂપ છે. જ્યાં સુધી "હું બ્રહ્મ છું" એમ જાણે નહિ. ત્યાં સુધી દીન, દુઃખી થઇ ભય માને છે. ૯૬.

## तत्त्वदृष्टिरुवाच.

### दोहा.

कहौ गुरु व्है कौनकूं, "अहंब्रह्म" यहज्ञान ॥
नहिं जानुं मै आपके, भाखै बिना सुजान ॥९७॥

અર્થ—હે ગુરૂ! 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન કોને થાય છે? તે મને કહો. હું આપના કહ્યા વિના આ સઘળું સારી રીતે જાણી શકું એમ નથી. ૯૭

## श्रीगुरुरुवाच.

### सोरठा.

कहुं अवस्था सात, सुन शिष्य व आभासकी ॥
नहिं चेतनकी तात, तिनहीमैं यह ज्ञान है ॥९८॥

અર્થ—હે શિષ્ય! હવે આભાસની સાત અવસ્થાઓ કહું છું તે સાંભળ. તે અવસ્થાઓ ચેતનની નથી તેમાં-સાત અવસ્થામાં જ્ઞાન છે. ૯૮.

### चौपाई.

इक अज्ञान आवरन जानो,
भ्रांति द्विविध पुनि ज्ञान पिछानो ॥

**शोकनास अतिहर्ष अपारा,**
**सप्त अवस्था इम निर्धारा ॥ ९९ ॥**

અર્થ—સાત અવસ્થાઓ નીચે પ્રમાણે (૧) અજ્ઞાન (૨) આવરણ (૩) ભ્રાંતિ (૪) પરોક્ષજ્ઞાન (૫) અપરોક્ષજ્ઞાન (૬) શોકનાશ (૭) અપારહર્ષ, ૯૯.

## दोहा.

**"नहिं जानूं मैं ब्रह्मकूं" याकूं कहत अज्ञान ॥**
**"ब्रह्म है नहिं भान व्है, यह आवरन सुजान १००**

અર્થ—'હું બ્રહ્મને જાણતો નથી' એવું જે ભાન તેને અજ્ઞાન કહે છે ને 'બ્રહ્મ છે પણ તેનું ભાન થતું નથી' એવા ભાનને આવરણ કહે છે.૧ ૦૦

**जन्म मरन गमना गमन, पुन्य पाप सुख खेद ॥**
**निज स्वरूपमें भान व्है, भ्रान्ति बखानि वेद १०१**

અર્થ—પોતાના સ્વરૂપમાં-કૂટસ્થમાં; જન્મ, મરણ, જવું, આવવું, પુન્ય, પાપ, સુખ, ખેદ, વિગેરેનું જે ભાન તેને ભ્રાંતિ કહે છે. ૧૦૧.

**द्वैविध ज्ञान बखानिये, इक परोक्ष अपरोक्ष ॥**
**'अस्तिब्रह्म' परोक्षहै, 'अहंब्रह्म' अपरोक्ष ॥१०२॥**

અર્થ—જ્ઞાન બે પ્રકારનું છે (૧) પરોક્ષ (૨) અપરોક્ષ. બ્રહ્મ છે એ પરોક્ષજ્ઞાન છે અને ' હું બ્રહ્મ છું ' એ અપરોક્ષજ્ઞાન છે. ૧૦૨

**"नहि ब्रह्म " या अंशको, करै परोक्ष विनाश ॥**
**सकल अविद्या जालकूं, दूजो नशै प्रकाश ॥१०३**

અર્થ—' બ્રહ્મ નથી ' એ અજ્ઞાનના અંશને પરોક્ષજ્ઞાન નાશ કરે છે અને બીજું અપરોક્ષજ્ઞાન (હું બ્રહ્મ છું) એ સર્વ અવિદ્યા જાલનો નાશ કરે છે. ૧૦૩

**जन्म मरन मोमैं नहिं, नहिं सुखदुःखको लेश ॥**
**किन्तु अजन्य कूटस्थमैं, भ्रांतिनाश यह वेश १०४**

અર્થ—મારામાં જન્મ મરણ નથી તેમ સુખ દુઃખનો લેશ નથી પણ હું તો અજન્મ કૂટસ્થ છું એ ભ્રાંતિ નાશનું સ્વરૂપ છે. ૧૦૪

**संशय रहित स्वरूपको, होइ जु अद्वय ज्ञान ॥**
**तव उपजै हिय मोद तव, सो तूं हर्ष पिछान १०५**

અર્થ—જ્યારે સંશય રહિત સ્વરૂપનું અદ્વૈત જ્ઞાન થાય, ત્યારે તારા અંતઃકરણમાં જે પ્રમોદ ઉત્પન્ન થાય તેને તું હર્ષ જાણ. ૧૦૫

कही अवस्था सातमैं, तोकूं शिष्य सुजान ॥
सो सगरी आभासकी, है तिनहीमें ज्ञान ॥१०६॥

અર્થ—હે સુજ્ઞ શિષ્ય! મેં તને સાત અવસ્થાઓ કહી તે સર્વ આભાસની છે અને તેને વિષે જ્ઞાન થાય છે. ૧૦૬

"ज्ञान होत हैं कौनकूं," यह पूछी तैं बात ॥
मैं ताकौ उत्तर कह्यो, चहै सु पूछव तात ॥१०७॥

અર્થ—તેં મને એમ પૂછ્યું કે "જ્ઞાન કોને થાય છે" મેં તેનો જવાબ આપ્યો. હવે તારી ઇચ્છામાં આવે તે પૂછ. ૧૦૭

## शिष्यउवाच.

भगवन कहै आभासकूं, "अहंब्रह्म" यह ज्ञान ॥
तुम भाख्यो सो मैं लख्यो, पुनि शंका इक आन ॥

અર્થ—હે પ્રભુ અહંબ્રહ્મ ( હું બ્રહ્મ ) એ જ્ઞાન આભાસને થાય છે, એમ તમે કહ્યું તે મેં જાણ્યું. પણ એમાં એક શંકા થાય છે. ૧૦૮.

## चौपाई.

है आभास ब्रह्मतैं न्यारा,

**अस तुम पूर्व कियो निर्धारा ॥**

**"अहंब्रह्म" सो कैसे जानै,**

**आपहि भिन्न ब्रह्मतैं मानै ॥१०९॥**

અર્થ—આભાસ બ્રહ્મથી જૂદો છે એ વાત તમે પૂર્વે નક્કી કરેલી છે. જ્યારે આભાસ પોતાને બ્રહ્મથી જૂદો માને છે તો પછી તે 'અહંબ્રહ્મ' એમ કેવી રીતે જાણે? ૧૦૯.

**जो जाने तो मिथ्या ज्ञाना,**

**होइ जेवरी भुजग समाना ॥**

**श्रीगुरू यह संदेह मिटाऊ,**

**युक्ति सहित निज उक्ति सुनाऊ ॥**

અર્થ—જો આભાસને હું બ્રહ્મ છું એવું જ્ઞાન થાય તો આભાસ જૂદો હોવાથી તેને જે જ્ઞાન થાય તે દોરડીમાં થનારા સર્પ જ્ઞાનના જેવું મિથ્યા જ્ઞાન થશે તો ગુરૂ આપનાં યુક્તિવાળાં વચનોથી મારો એ સંદેહ મટાડો. ૧૧૦;

## श्रीगुरुरुवाच

## दोहा.

"अहं" शद्बके अर्थको, सुन अब शिष्य विवेक ॥
तव हियके आसूं नसैं, शंक कलंक अनेक १११

અર્થ--હે શિષ્ય! હવે તું 'અહં' શબ્દના અર્થનો વિવેક સાંભળ જેથી તારા હૃદયમાંથી સર્વ શંકારૂપ કલંકનો નાશ થાય. ૧૧૧.

है यद्यपि आभासमैं, "अहंब्रह्म" यह ज्ञान ॥
तथापि सो कूटस्थको, लहै आप अभिमान ११२

અર્થ--જો કે 'અહંબ્રહ્મ' એવું જ્ઞાન આભાસમાં થાય છે તોપણ તે ( આભાસ ) પોતાનું અને કૂટસ્થ બેઉનું અભિમાન કરે છે. ૧૧૨

ताको सदा अभेद है, विभुचेतनतैं तात ॥
बाधसमैं निजरूपहू, ब्रह्मरूप दरसात ॥ ११३ ॥

અર્થ--વ્યાપક ચૈતન્યની સાથે તેનો (કૂટસ્થનો) સદા અભેદ છે એટલે જ્યારે ઉપાધિનો બાધ થાય થાય છે ત્યારે પોતાનુંજ રૂપ બ્રહ્મસ્વરૂપે દેખાય છે. ૧૧૩

**तत्त्वदृष्टिरुवाच.**

**अहं वृत्तिमें भान व्है, साक्षी अरु आभास ॥**
**सो क्रमतैं वा क्रमविना, याको करहु प्रकाश ॥**

અર્થ—હે સદ્ગુરૂ ! અહંવૃત્તિમાં સાક્ષી અને આભાસનું જે ભાન થાય છે તે ક્રમથી થાય છે કે ક્રમ વિના થાય છે તે બોધ મને કહો. ૧૧૪

**श्रीगुरुरुवाच.**

**सावधान व्है शिष्य सुन, भाखुं उत्तर सार ॥**
**सुनत नसें अज्ञानतम, बोध भानु उजियार ११५**

અર્થ—હે શિષ્ય ! સારભૂત ઉત્તર કહું છું તે તું સાવધાન થઇને સાંભળ. તેને સાંભળતાંજ બોધ રૂપી સૂર્યનો ઉદય થતાં અજ્ઞાનરૂપ અંધકાર નાશ પામે છે. ૧૧૫.

**एक समयहिं भान व्है, साक्षी अरु आभास ।**
**दूजो चेतनको विषय, साक्षी स्वयं प्रकाश ११६**

અર્થ—સાક્ષી તથા આભાસનું એકજ સમયે ભાન થાય છે. બીજો એટલે—અંતઃકરણ સહિત આ-

ભાસ તે ચેતનનો વિષય થાય છે અર્થાત્ સાક્ષીનો વિષય થઇ ભાન થાય છે. ૧૧૬

तत्त्वदृष्टिरुवाच.

इन्द्रियके संबंध बिन "अहंब्रह्म" यह ज्ञान ॥
कैसे व्है प्रत्यक्ष प्रभु, मोकूं कहो बखान ॥११७॥

અર્થ—હે પ્રભુ ! ઇન્દ્રિયના સંબંધવિના 'અહં-બ્રહ્મ' એ જ્ઞાન પ્રત્યક્ષ કેવી રીતે થાય છે. તે મને વિસ્તારીને કહો. ૧૧૭.

श्रीगुरुउवाच.

इंद्रिय बिन प्रत्यक्ष नहिं, शिष यह नियम न जाना
बिन इंद्रिय प्रत्यक्ष व्हैं, जैसे, सुखदुःख ज्ञानं ११८

અર્થ—હે શિષ્ય! 'ઇન્દ્રિય વિના પ્રત્યક્ષ ન થાય' એવો નિયમ નથી. કારણ કે ઇન્દ્રિય વિના પણ સુખ દુઃખનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. ૧૧૮.

दोहा.

गुरुको अस उपदेश सुनि, तत्त्वदृष्टि बुद्धिमंत
ब्रह्मरूप लखि आतमा, कियो भेद भ्रम अंत ११९

અર્થ—બુદ્ધિમાન્ તત્ત્વદૃષ્ટિએ ગુરૂના આવા ઉપદેશને સાંભળી, પોતાના આત્માને બ્રહ્મરૂપ જાણી ભેદ ભ્રમ (અજ્ઞાન) નો નાશ કર્યો. ૧૧૯

**"अहंब्रह्म" या वृत्तिमैं, निरावरण व्है भान ॥**
**दादू आदरूप सो, यूं हम लियो पिछान ।१२०।**

અર્થ—'અહંબ્રહ્મ' એ વૃત્તિમાં જેનું આવરણ રહિત ભાન થાય છે તે આદિસ્વરૂપજ દાદૂ ગુરૂ છે એમ જાણી લીધું. ૧૨૦

---

# पंचमस्तरंगः

## श्रीगुरुवेदादि व्यावहारिक प्रतिपादन औ मध्यमाधिकारी साधन निरुपण.

### प्रश्नकी चौपाई.

**वेद रु गुरु जो मिथ्या कहिये,**
**तिनतैं भवदुःख नश्यो न चहिये ।**
**जैसे मिथ्या मरुथलको जल,**
**प्यास नाशको नहि तामैं बल॥१॥**

અર્થ—અદ્દષ્ટિ—હે ગુરૂ ! વેદ તથા ગુરૂને જો મિથ્યા કહેવામાં આવે તો તેનાથી ભવ દુઃખનો નાશ થાય નહિ. જેમ મરૂથલ-ઝાંઝવાનું પાણી મિથ્યા હોવાથી તે તૃષા નાશ કરવામાં સમર્થ નથી. ૧

सत्य वेद गुरु कहैं तु द्वैत,
भयो गयो सिद्धांत अद्वैत ॥
यूं शंकर मत पखि अशुद्धा,
तज्यो सकल मध्वादि प्रबुद्धा ॥२॥

અર્થ—જો વેદ ગુરૂને સત્ય કહેવામાં આવે તો દ્વૈત થાય એટલે અદ્વૈત સિદ્ધાન્તજ રહેતો નથી. એ રીતે શંકરમતને અશુદ્ધ જાણીને મધ્વાદિ સર્વ પ્રબુધોએ તેનો ત્યાગ કર્યો છે. ૨

यह शंका भगवन मुहि उपजै,
उत्तर देहु दयाल न कुपिजै ॥
गुरु बोले शिष्यकी सुनि बानी,
शंकरको मत परम प्रमानी ॥३॥

અર્થ—હે ભગવાન! મને આવી શંકા થાય છે તો કૃપા કરી ઉત્તર આપો, કોશ કરશોમાં. ઉત્તર.

શિષ્યની એવી વાણી સાંભળી ગુરૂ બોલ્યા કે-શ્રીશંકરનું મત પરમ પ્રમાણરૂપ છે. ૩

**च्यारि चार मध्वादिक जे हैं,**
**बेद विरुद्ध कहत सब ते हैं ॥**
**यामैं ब्यास वचन सुनि लीजे,**
**शंकर मतहि प्रमान करीजे ॥४॥**

અર્થ—મધ્વાદિ જે ચાર મત છે તે સર્વ વેદ વિરૂદ્ધ છે તેમાં મહર્ષિ વ્યાસનાં વચન સાંભળીને શ્રીશંકર મતને પ્રમાણુ સમજવો. ૫

**कलिमैं बेद अर्थ बहु करि है ।**
**श्रीशंकर शिव तब अवतरि है ॥**
**जैन बुद्ध मत मूल उखारै,**
**गंगातैं प्रभु मूर्त्ति निकारै ॥५॥**

અર્થ—કલિયુગમાં જયારે વેદના અનેક પ્રકારના અર્થ કરવામાં આવશે ત્યારે શ્રીમહાદેવ શ્રીશંકર સ્વરૂપે પ્રકટ થશે; જૈન અને બૌદ્ધ મતને નિર્મૂળ કરશે અને ગંગામાંથી મૂર્તિ કાઢશે. ૫

**जैसे भानु उदय उजियारो,**

दूरि करैं जगमैं अंधियारो ॥
सब वस्तु हि ज्यूंको त्यूं भासे,
संशै और बिपर्यय नाशै ॥६॥

અર્થ—જેમ ઉદય પામેલા સૂર્યથી જગતના અંધકારનો નાશ થાય છે ત્યારે સર્વ વસ્તુઓ જેવી છે તેવીજ દેખાય છે. અને સંશય વિપર્યય નાશ પામે છે. ૬

वेद अर्थमैं त्यूं अज्ञाना,
नाशि है श्रीशंकर व्याख्याना ॥
करि है ते उपदेश यथारथ,
नाश हि संशय अरु अयथारथ ॥७॥

અર્થ—તેમ શ્રીશંકરનું વ્યાખ્યાન વેદના અર્થના અજ્ઞાનને દૂર કરશે. અને તેમનો યથાર્થ ઉપદેશ સંશય વિપર્યયનો નાશ કરશે. ૭

और जु वेद अर्थकूं करि है,
ते शठ बृथा परिश्रम धरि है ॥
यूं पुरानमैं व्यास कही है,
शांकर मतमैं मान यही है ॥८॥

અર્થ—બીજા જે વેદના અર્થ કરશે. તે શઠ વૃથા પરિશ્રમ લેશે. એમ વ્યાસ પુરાણમાં કહે છે એજ વ્યાસ વચન શંકર મતમાં પ્રમાણ છે. ૮

मध्वादिकको मत न प्रमानी,
यह हम व्यास वचनतैं जानी ॥
और प्रमान कहूं सो सुनिये,
वालमीकरिषि मुख्य जु गिनिये ॥९॥

અર્થ—મધ્યાવાદિકનો મત પ્રમાણ રૂપ નથી એ વાત વ્યાસ વચનથી જાણીએ છીએ, વળી વાલ્મીક નામના જે મુખ્ય ઋષિ છે તેમણે જે પ્રમાણ કર્યું છે તે પણ સાંભળો, ૯.

तिन मुनि कियो ग्रंथ वासिष्ठा,
तामैं मत अद्वैत स्पष्टा ॥
श्रीशंकर अद्वैत हि मान्यो,
तिनको मत यह हेतु प्रमान्यो ॥१०॥

અર્થ—તે મુનિએ યોગવાસિષ્ઠ નામે ગ્રંથ લખેલો છે. તેમાં અદ્વૈત મતને સિદ્ધ કર્યો છે. શ્રીશંકરે પણ

અદ્વૈત મતની પ્રશંસા કરી છે, માટે તેમના મતમાં એ હેતુ છે. ૧૦

**वालमीकं ऋषि वचन विरुद्धं,**
**भेदवाद लखि सकल अशुद्धं ॥११॥**

અર્થ—વાલ્મીક ઋષિના વચનથી વિરૂદ્ધ જે કાંઈ ભેદવાદ લખવામાં આવે છે-જણાવવામાં આવે છે. તે સર્વ અશુદ્ધ છે. ૧૧

**कियो ग्रंथ श्रीहर्ष जु खंडन,**
**खंडन भेद एकता मंडन ॥**
**लिख्यो तहां यह बहु विस्तारा,**
**भेदवाद नहि युक्ति सहारा ॥१२॥**

અર્થ—શ્રીહર્ષ નામના પંડિતે "ખંડન ખંડ ખાદ્ય" નામે ગ્રંથ લખ્યો છે તેમાં ભેદનું ખંડન કર્યું છે. તેમાં વિસ્તાર પૂર્વક લખ્યું છે કે ભેદવાદ યુક્તિ સહન કરી શકતો નથી. ૧૨

**और भेदधिक्कार जु ग्रंथा,**
**तहां भेद खंडनको पंथा ॥**

काठिन दुरूहतर्क हैं ते अति,
नहिं पैठहि शिष तिनमैं ते मति ॥१३॥

અર્થ—વળી ભેદધિક્કાર નામનો એક ગ્રંથ છે તેમાં ભેદના ખંડનનો માર્ગ છે. પણ તેમાં કરેલા તર્કોની કલ્પના કઠિણ તમ છે. તેમાં હે શિષ્ય! તારી બુદ્ધિ પ્રવેશ કરી તેમ નથી. ૧૩.

यातैं कही न ते तुहि उक्ती,
करै जुं भेद हि खंडन युक्ती ॥
अप्रमाण मत भेद लख्यो जब,
खंडनमें युक्ति न चहियत तब ॥१४॥

અર્થ—આથી જે યુક્તિઓ વડે ભેદનું ખંડન થાય છે તે યુક્તિ મેં તને કહી નથી. ભેદમત અપ્રમાણ જ્યારે જાણવામાં આવે ત્યારે ખંડનમાં યુક્તિની કંઇ પણ જરૂર નથી. ૧૪.

भेद प्रतीति महादुख दाता,
यम कठमैं यह डेरत ताता ॥
यातैं भेदवाद चित त्यागहु,
इक अद्वैतवाद अनुरागहु ॥१५॥

અર્થ—હે તાત "ભેદ પ્રતીતિ" અત્યંત દુઃખદાયક છે એમ કઠોપનિષદ્‌માં યમ કહે છે. માટે મનથી ભેદનો ત્યાગ કરીને અદ્વૈતવાદમાં પ્રીતિવાળો થા. ૧૫.

## श्रुति वाक्य.

"मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति"

અર્થ—જે પુરૂષ પરમાત્મામાં ભેદ જુએ છે તે મૃત્યુથી મૃત્યુને પામે છે અર્થાત્ જન્મ મરણને પામે છે

"द्वितीयाद्वै भयं भवति"

અર્થ—દ્વૈતથી-ભેદથી-ભય ઉત્પન્ન થાય છે.

"अन्योसावन्योहमस्मीति

न स वेद यथा पशुरेव स देवानाम्"

અર્થ—તે અન્ય છે અને હું જૂદો છું એમ જે જાણે છે તે જાણતો નથી. તે દેવોનો પશુ છે.

## श्रुति अर्थ—चौपाई.

जो द्वितीयकूं मतिमें धारै,
भय ताकूं यह वेद पुकारै ॥

ज्ञेय ध्येय मोते कछु औरा,
लखै सु पशु यह बेद ढंढोरा ॥१६॥

અર્થ—જે મનુષ્ય બુદ્ધિમાં દ્વૈત વાદને ધારણ કરે છે તેને ભય થાય છે. એમ વેદ પોકારીને કહે છે. જાણવાયોગ્ય અને ધ્યાન કરવા લાયક મારાથી ભિન્ન છે એમ જે જાણે છે તે પશુ છે એમ વેદનો ઢંઢેરો છે. ૧૬

शिष्य यातै मध्वादिकबानी,
सुनी सु बिसरहु अति दुःखदानी ॥
द्वैत वचन तब हियमैं जौलौं,
व्है साक्षात अद्वैत न तौलौं ॥१७॥

અર્થ—હે શિષ્ય! માટે મધ્વાદિકની અતિ દુઃખદાયક જે દ્વૈત વાણી સાંભળી હોય તે તું ભૂલી જા, જ્યાં સુધી દ્વૈત વચનો હૃદયમાં હશે ત્યાં સુધી અદ્વૈતનો સાક્ષાત્કાર થશે નહિ. ૧૭

## राजाके मंत्री मर्छुकी कथा.

द्वैत वचनको स्मरन जु होवै,
व्है साक्षात तु ताहि विगोवै ॥

पूर्व स्मृतौ साक्षात् विनासत,

सुन इक अस तुहि कथा प्रकाशत ॥१८॥

અર્થ—જો દૈત વચનનું સ્મરણ થતું હોય તો સાક્ષાત્ થયા છતાં પણ તેની અવગણના કરે છે. જોયા છતાં માની શકાતું નથી—પૂર્વની સાક્ષાત્ સ્મૃતિ પણ નાશ પામી જાય છે. એવા પ્રકારની એક કથા તુને સંભળાવું છું, તે સાંભળ ૧૮.

राजाका इक मछूं मंत्री,

राजकाज सब ताके तंत्री ॥

और मुसाहिब मंत्री जे ते,

करैं इरषा तासू ते ते ॥ १९ ॥

અર્થ—રાજાને એક મછૂં નામે મંત્રી હતો. સર્વ રાજકાજ તેને આધીન હતું, બીજા જે અમાત્યો અને મંત્રીઓ હતા તે તેના ઉપર ઇર્ષ્યા કરતા હતા.૧૯

करि न शकत मछूंकी हामा,

महाराज निज जियप्रियजाना ॥

तब सब मिलि यह रच्यो उपाया,

धारि दौर दंगा मचवाया ॥२०॥

અર્થ—મહારાજા તેને પોતાના જીવની સમાન પ્રિય જાણતા હોવાથી, તેઓ ભર્છુ મંત્રીની કંઇ હાનિ કરી શકતા નહોતા. તેથી બધાએ મળીને એક ઉપાય યોજ્યો. તે એકે ધાડપાડુઓની પાસે દંગો કરાવ્યો.૨૦

सो सुनि राजाहि करी कचहरी,
लिये बुलाय मुसाहिब जहरी ॥
तिनसुं कह्यो वेग चढि जावहु,
दौरत धारि सु धूम नसावहु ॥२१॥

અર્થ—આ વાત સાંભળી રાજાએ પોતાની સભા ભરી. અને પોતાના સર્વ ઉગ્ર અમાત્યોને બોલાવ્યા અને તેમને કહ્યું કે તમે બધા જલદી ચઢાઇ કરે તથા ધાડપાડુઓને નસાડો. ૨૧

तब सब मिलि उतर यह दीना,
सदा एक भर्छूहि तुम चीना ॥
मरन लिये अब हमहिं पठावतु,
भर्छूकूं कहु क्यूं न चढावतु ॥२२॥

અર્થ—ત્યારે બધાએ મળીને રાજાને એ ઉત્તર આપ્યો કે તમે તો એકલા ભર્છુનેજ ઓળખો છો.

હવે મરવાને માટે અમને મોકલો છો. ભર્તૂને ચડાઇ કરવાનું કેમ કહેતા નથી ? ૨૨

**तब बोल्यो भर्त्तू कर जोरी,**
**महाराज सुनु बिनती मोरी ॥**
**आज्ञा होय मोहि यह तोरी,**
**मारुं सकल धारि जो दौरी ॥२३॥**

અર્થ—ત્યારે ભર્તૂ હાથ જોડીને બોલ્યો, હે મહારાજ મારી વિનતિ સાંભળો. મને જો આપની આજ્ઞા હોય તો ત્યાં જઇ સર્વ ધાડપાડુઓને મારૂં. ૨૩

**तब भर्त्तूकूं बोल्यो राजा,**
**तुम चढि चाहु समारहु काजा ॥**
**ते जातहि भर्त्तू सब मारे,**
**बनक कृषांबल लिये सुखारे ॥२४॥**

અર્થ—ત્યારે રાજાએ ભર્તૂને કહ્યું કે તમે ચડાઇ કરીને કાર્ય સુધારો; ભર્તૂએ જઇને તુરત સર્વને માર્યા અને વૈશ્ય તથા ખેડુતોને સુખી કર્યા. ૨૪

**भर्त्तू विजय सुन्यो तिन जबही,**
**राजा नैं भाख्यो यह तबही ॥**

" भर्तृ मर्यो न सुधर्यो काजा, "
मिथ्या वचन सुनतही राजा ॥२५॥

અર્થ—તેમણે-પેલા અદેખા મંત્રીઓએ-જ્યારે ભર્તૃનો વિજય થયો એમ સાંભળ્યું, ત્યારે રાજાને જઇને કહ્યું કે ભર્તૃ મરી ગયો અને આપણું કાંઇ કામ થયું નહિ. આ મિથ્યા વચન સાંભળી રાજાએ.૨૫

और प्रधान मुसाहिब कीनो,
छत्र रु पीनस पंखा दीनो ॥
बंदोबस तिन कीने अपनहु,
सुनै न राजा भर्तृ सुपनहु ॥२६॥

અર્થ—બીજા અમાત્યને પ્રધાનપદે સ્થાપ્યો, તેને સર્વ મંત્રીઓએ મળીને એવો બંદોબસ્ત કર્યો કે રાજાને સ્વપ્નમાં પણ ભર્તૃ સાંભરે નહિ. ૨૬

सब वृत्तांत भर्तृ तब सुनिके,
रूप तपस्वि धर्यो यह गुनिके ॥
राजापैं मुहि जान न दै हैं,
गये द्वार जग प्रानहु लैहैं ॥२७॥

અર્થ—ભર્તૃએ જ્યારે આ બધી વાત સાંભળી

ત્યારે તેણે વિચાર કર્યો. કે કે લોકો મને રાજા પાસે જવા દેશે નહિ. કદિ દ્વાર સુધી જઈશ તો મારા પ્રાણ લેશે. ( એમ વિચારી ) તપસ્વીનું સ્વરૂપ ધારણ કર્યુ ૨૭

अब लग सबहि पदारथ भोगे,
देह रु इंद्रिय रहे अरोग ॥
तिय जो चारि चतुर्पद सोहत,
बारि फूल फल खग मन मोहत॥२८॥

અર્થ—મેં આજ સુધી સર્વ પદાર્થ ભોગવ્યા, મારૂં શરીર ઇન્દ્રિયો નિરોગી રહ્યાં. સ્ત્રી ચાર પગવાળાં પશુની પેઠે, ચાર ફૂલ માફક, ચાર ફળની તુલ્ય ને ચાર પક્ષીની જેમ, સુંદર થઇ મનને મોહમાં નાખે છે. ૨૮

## नारीकी निंदा.

### दोहा.

करिकर उरु मृग खुरु पुरज, केहरिसि कटि मान।
लोचन चपल कुरंगसे, चरणैं परम सुजान ॥२९॥

અર્થ—હાથીની સૂંઢ જેવા સાથળ-જાંગો, મૃગની ખરી જેવી યોનિ, સિંહના જેવી કેડ, મૃગના જેવી ચપલ આંખ. એ રીતે પશુના અંગોની સાથે સ્ત્રીના અંગોની કવિઓ સરખામણી કરે છે. ૨૯

**कमल वदन अलसी कुसुम, चिबुक चिन्ह मतिधाम॥**
**तिल प्रसूनसी नासिका, चंपक तनु अभिराम॥३०॥**

અર્થ—કમલના જેવું મુખ, અળસીના પુષ્પ જેવું બુદ્ધિના સ્થાન રૂપ હડપચી-દાઢી-ઉપર છુંદણું, તલના ફૂલ જેવું નાક અને ચંપાના ફૂલ જેવું સુંદર શરીર છે. ૩૦

**बिंब अधर दारिम दशन. उरज बिल्लसे घीर ॥**
**कोहरसी एडी कहत, कोविद मति गंभीर ॥३१**

અર્થ—પાકા ગીલોડા જેવા હોઠ, દાડમના બી જેવા દાંત, બીલાના જેવાં સ્તન, ( મૂળાના જેવાંજ પાંદડાવાળુ એક જાતનું શાક-કંદ થાય છે તેને કોહર કહે છે તેનો રંગ લાલ હોય છે. ) કોહરના લાલ કંદ જેવી એડીઓ, એ ચાર ફૂળોની સ્ત્રીના અંગો સાથે સરખામણી છે. ૩૧

**है मरालसी मंदगति, कंठ कपोतसुढार ।**
**पिकसी बानि अति मधुर, मोर पुच्छसे बार॥३२॥**

અર્થ—હંસના જેવી મંદ-ધીમી ગતિ છે, કબુતરના કંઠ જેવો કંઠ છે, કોયલના જેવી મધુર વાણી છે, મોરના પીંછા જેવા વાળ છે. એ રીતે ચાર પક્ષીની સાથે પણ સરખાવી છે.

## चौपाई.

**गंग पयोनिधि कबहुं न त्यागत,**
**जातैं रसिकसु मन अनुरागत ॥**
**विधि तिलोत्तमा अपर बनाई,**
**हन्यो सुंद जिन सो न सुहाई ॥३३॥**

અર્થ—જેમ સાગર કદિ ગંગાને ત્યાગ કરતો નથી તેમ રસિક મનુષ્યનું મન સ્ત્રીમાં પ્રીતિવાળું થાય છે. સ્ત્રી એ જાણે બ્રહ્માએ બીજી તિલોત્તમાજ ન બનાવી હોય એવી. પણ તિલોત્તમાએ સુંદને માર્યો તેથી તે સુંદર નહિ. ( આ તો તેના કરતાં પણ સુંદર-વધારે સુંદર સ્ત્રી છે. ) ૩૩

मिंहिंदी जावक कर पद्रागा,
तिनको मैं किय निमिष न त्यागा ।
और भोग तिनके उपकरना,
भोगै सबै निकट भौ मरना ॥३४॥

अर्थ—मेंदी अने लाखना अळताथी जेना हाथ पग ( रंगेल होवाथी ) लाल छे. तेनो में एक क्षण पण त्याग कर्यो नहि. बीजा-खानपानादिक भोग ते स्त्री भोगनुं-उपकरण-सामग्री छे. ते पण भोगव्या हवे तो मारूं मरण पासे आव्युं छे ३४

अहो मूढ को मम सम जगमैं,
भौं लंपट अबलग मैं भगमै ॥
गीलो मलिन मूत्रतैं निशिदिन,
स्रवत मांसमय रुधिर जु क्षतबिन ।

अर्थ--मारा जेवो मूर्ख जगतमां कोण छे? हुं आज सुधी भगमां लंपट थइने पडी रह्यो. ते भग मलिन अने अंदरथी मूत्रवडे भीनुं छे अने क्षत-घा-विनाज ( स्त्रीने रजोदर्शन वखते ) मांसमय लोही नीकळे छे.

चर्म लपेटयो मांस मलीना,
ऊपरि बार अशुद्ध त्रलीना ॥
इनमैं कौन पदारथ संदर,
अति अपवित्र ग्लानिको मंदिर ॥३६॥

અર્થ—એ ભગ ચામડું મઢેલ મેલું માંસ છે. ને ઉપર કાંટા જેવા અશુદ્ધ વાળયુક્ત છે. તેમાં કયો પદાર્થસુંદર છે ( વિચાર કરતાં ) અતિ અપવિત્ર અને ગ્લાનિ–કંટાળાના સ્થાન રૂપ છે. ૩૬

तियकी जंघ जघन्य सदाहीं,
रंभा करिकर उपामित आही ॥
आर्द्र मूतको मनु पतनारो,
रुधिर मांस त्वक अस्थि पसारो ३७

અર્થ—સ્ત્રીની જે જાંગને કેળની અને હાથીની સૂંઢની ઉપમા આપવામાં આવે છે તે સ્ત્રીની જાંગ સદા નિંદિતજ છે. લોહી, માંસ, હાડકાં અને ચામડીથી બનાવેલ જાણે મૂત્રની લીલી-ભીની ખાળ હોય તેવી છે. ૩૭

लगत जु नीके स्थूल नितंबा,
तिनके मध्य मलिन मलबंबा ॥

तट ताके तें अति दुर्गंधा,
है आसक्त तहां सो अंधा ॥३८॥

અર્થ—સ્થૂલ નિતંબ-ઢગરા-કુલા જે સારા લાગે છે તેની વચ્ચે મલિન ગુદાદ્વાર છે. જેને કિનારે બહુજ દુર્ગંધ છે તેમાં જે આસક્ત થાય તે આંધળો છે. ૩૮

अधर जो थूक लारसें भीजत,
तजि ग्लानि निजमुखमें दीजत ॥
दृष्ट मदा नारी मदिरा भजि,
शुद्ध अशुद्ध विवेक दियो तजि ३९

અર્થ—જે હોઠ થૂંક તથા લાળથી ભીંજાએલા તેને ગ્લાનિ છોડીને પોતાના મુખમાં આપે છે. જેને જોતાંજ મદ ચઢે છે તેવી સ્ત્રી રૂપ મદિરાને સેવી; ને મેં શુદ્ધ અશુદ્ધના વિવેકને છોડી દીધો. ૩૯

कहत नारिके अंग जु नीके,
करत विचार लगत यूं फीके ॥
कपट कूटको आकरनारी,
मैं जानों अब तजन विचारी ॥४०॥

**અર્થઃ**—નારીનાં જે અંગ સારાં કહેવાય છે તે વિચાર કરતાં ફીકાં લાગે છે. સ્ત્રી તો કૂડ અને કપટની ખાણ છે. એવું મેં જાણ્યું માટે હવે તેનો ત્યાગ કરવાનો વિચાર કર્યો છે. ૪૦

## वैराग्य कथन.

**कला कंद दधि पायस पेरा**
**तंदुल घृत व्यंजन बहुतेरा ॥**
**और विविध भोजन जे कीने,**
**तिन सबके रसना रस लीने ॥४१॥**

**અર્થ**—બરફી, દહી, દૂધ, પેંડા, ચોકખા, ઘી અને વિવિધ શાકો તથા વિવિધ ભોજનો જે કર્યાં તે સર્વનો જીભે સ્વાદ લીધો. ૪૧

**अबलौं भई न तृप्ति जु याकूं,**
**यातैं वृथा पोषिना ताकूं ॥**
**क्षुधा विनाश हि वनफल कंदा,**
**व्है क्यू पराधीन यह बंदा ॥४२॥**

**અર્થ**—પણ હજી શરીરને તૃપ્તિ થઇ નહિ, માટે તેને પોષવું એ વૃથા છે. વનના ફલ અને કંદથી પણ

ભૂખ નાશ પામે છે. તો પછી આ બંદો પરાધીન શા માટે થાય. ૪૨

**गुहा महल बन बाग घनेरा,**
**क्युं राजाको व्है हुं चेरा ॥**
**सेज शिला अरु निज भुज तकिया,**
**निर्झर जल कर पात्र न रुकिया ॥**

**અર્થ**—ગુહા રૂપી મહેલ, તથા વનરૂપી બાગો ઘણાઓ છે. તો પછી હું રાજાનો કિંકર શા માટે થાઉં? અહીં શિલારૂપી શય્યા છે. પોતાના હાથરૂપ ઓશીકું છે. હાથરૂપી પાત્રને નિર્મળ ઝરણાનું પાણી જે કોઇથી રોકી શકાય તેમ નથી. ૪૩

**बैठी इकंत होय सुछंदा,**
**लहिये भद्रु परमानन्दा ॥**
**विन एकांत न आनन्द कबहू,**
**मिले अब्धिलौं पृथ्वी सबहू ॥ ४४ ॥**

**અર્થ**—માટે હે ભદ્રૂ એકાન્તમાં બેસીને પરમાંનંદ સ્વતંત્રપણે લે. કદાપિ સમુદ્ર પર્યંત સમગ્ર પૃથ્વી મળે તો પણ એકાન્ત વિના આનંદ નથી. ૪૪

## दोहा.

पृथ्वीपती निरोग युव, दृढ स्थूल बलवंत ॥
विद्यायुत तिहि भूपमैं मानुस, सुखको अंत ४५

અર્થ—પૃથ્વીપતિ, નિરોગી, યુવાન, દૃઢ, સ્થૂલ જાડો, બલવાન, તથા વિદ્વાન્ એવા રાજામાં મનુષ્યના સુખનો અંત છે. ૪૫

## चौपाई.

जे मानव गंधर्व कहावत,
ता नृपतैं शतगुण सुख पावत ॥
होत देव गंधर्व जु औरा,
तिनतैं तहँ सोगुन सुख र्व्यौरा ॥४६॥

અર્થ—જે માનુષ્ય ગંધર્વ કહેવાય છે તે રાજા કરતાં સો ગુણુ સુખ પામે છે. વળી બીજા જે દેવગધર્વ છે તે મનુષ્ય ગંધર્વ કરતાં સો ગણો આનંદ મેળવે છે. ૪૬

सुख गंधर्व देवको जो है,
तातैं शतगुण पितरनको है ॥

पुनि अजान देवमैं तिनतैं,
सोगुन कर्मदेवमैं जिनतैं ॥ ४७ ॥

અર્થ—દેવગંધર્વના સુખ કરતાં પિતૃઓનું સુખ સો ગુણુ વધારે છે. વળી પિતૃલોક કરતાં આજાન દેવોનું સુખ વધારે છે. તેના કરતાં કર્મ દેવનો આનંદ સો ગુણો વધારે છે. ૪૭

मुख्य देव जे है पुंनि तिनमैं,
कर्म देवतैं सोगुण जिनमैं ॥
जो त्रिलोक पति इन्द्र कहीजै,
तामैं पुनि सोगुन गिनि लीजै ॥४८॥

અર્થ—વળી મુખ્ય દેવમાં જે સુખ છે તે કર્મ દેવ કરતાં સોગણું વધારે છે અને ત્રિલોક પતિ ઇન્દ્રમાં મુખ્ય દેવ કરતાં સોગણો આનંદ છે ૪૮

सब देवनको गुरु बृहस्पति,
लहै इन्द्र तैं शतगुन सुखगति ॥
जाको नाम प्रजापति भाखत,
गुरुतैं सुख सो गुन सो राखत ॥४९॥

ताहूतैं सोगुन ब्रह्म हिसुख,

लहै न रंचक सो कबहू दुःख ॥

इतनै या क्रमच्चैं सुख पावत,

तैत्तिरीय श्रुति यूं समुझावत ॥५०॥

અર્થ—સર્વ દેવનાં ગુરૂ બૃહસ્પતિ ઇન્દ્ર કરતાં સો ગુણ આનંદ ભોગવે છે. બૃહસ્પતિના કરતાં પ્રજાપતિનો સો ગણો આનંદ છે. તેના કરતાં સો ગુણ સુખ બ્રહ્મમાં છે, તે કદિપણ જરા દુઃખ પામતું નથી ઉપર જે ક્રમ બતાવ્યો તે મુજબ એટલા લોકો આનંદ પામે છે. એમ તૈત્તિરીય શ્રુતિ સમજાવે છે. ૫૦.

## सोरठा.

राजा तैं ब्रह्मांत, कह्यो जु सुख सगरो लहै ॥

रहत सदा एकान्त, काम दग्धजाको न हिय ५१

અર્થ—જેનું હૃદય કામથી-વાસનાથી બળતું નથી અને જે એકાન્તમાં રહે છે તે રાજાથી માંડી બ્રહ્મ સુધીનો સઘળો આનંદ ભોગવે છે. ૫૧

## चौपाई.

रहै एकान्त देशमैं अस सुख,

युवति पुत्र धन संग सदा दुःख ॥

## युवातिसंग दुःखवर्णन.

**युवति कुरुप कुबोलिनि जाके,**
**सदा शोक हिय व्है यह ताके ॥५२॥**

**અર્થ**—આ રીતે એકાન્ત સ્થળમાં અનેક સુખ રહેલ છે. સ્ત્રી, પુત્ર, ધન એ સર્વ દુઃખનાં મૂળ છે. જેની સ્ત્રી કુરૂપ હોય અને ખરાબ બોલનાર હોય છે તેના હૃદયમાં સર્વદા શોક રહે છે. ૫૨

**प्रभु पुरिष पंडा यह रंडा,**
**दिय मुहि कौन पापको दंडा ॥**
**बोलत बैन व्यांल कागनिके,**
**भेड मैसि न्योरी नागनिके ॥५३॥**

**અર્થ**—હે પ્રભુ આ વિષ્ટાના ભંડારરૂપ આ રાંડ કયા પાપનો દંડ આપ્યો છે? તે સ્ત્રીના વચન, સાપ, કાગ, બકરૂં, ભેંસ, નોળવો અને નાગણનાં સરખાં છે. ૫૩

**भूत भावती ऊठनिको है,**
**बोल खरीको सुनि खर मोहै ॥**
**रैनिजु ऊंचे स्वरहि उचारत,**

स्वार हजारन सुनत पुकारत ॥५४॥

અર્થ—ચુડેલ અને ઊંટડી જેવી છે. ગધેડીનો બોલ સાંભળીને ગધેડો જ મોહ પામે. જ્યારે શિયાળણી ઊંચા સ્વરથી બોલે છે, ત્યારે તેના શબ્દ સાંભળીને હજારો શિયાળો સામો પોકાર કરે છે. ૫૪

निरपराध तिय बिन वैरागा,

तज तन बनत पापाजिय लागा ॥

रहत दुःखित यूं निशदिन पियमन,

तिय कुबोल सुनि लखि कुरुप तन ॥

અર્થ—મને આ સ્ત્રીરૂપ પાપ ( પૂર્વ જન્મના ફળ રૂપે ) લાગેલ છે. તે નિરપરાધી સ્ત્રીને વૈરાગ્ય વિના છોડી શકાતી નથી. ( એમ વિચારી ) ખરાબ બોલનારી સ્ત્રીનું કુરૂપ જોઇને પ્રિયનું મન રાત દિવસ દુઃખી રહે છે. ૫૫

कामनि व्हैजु सुरूप सुबानी,

सो कुरूपतै व्है दुःखदानी ॥

चमकचामकी पियहि पियारी,

अर्थ धर्म नसि मोक्ष बिगारी ॥५६॥

અર્થ—જે સ્ત્રી સારા રૂપવાળી અને મધુર બોલનારી છે તે કુરૂપ કરતાં પણ વધારે દુઃખ આપનારી છે. ચામડીની સુંદરતાને લઇને સ્ત્રી પોતાના પતિને પ્રિય લાગે છે. પણ ખરૂં જોતાં તે અર્થ અને ધર્મનો નાશ કરનાર તથા મોક્ષને બગાડનાર છે. ૫૬

## युवति संगसैं धन बिगार.

मीठे बैन जहरयुत लडवा,
खाय गमाय बुद्धिं व्है भडवा ॥
और कछु सुपनहु नहिं देखै,
कान अंध इक कामनि लेखै ॥ ५७ ॥

અર્થ—સ્ત્રીનાં મીઠાં વચન એ ઝેરવાળા લાડુ જેવાં છે. જે ખાય છે તે બુદ્ધિ ખૂએ છે અને ભડવો બને છે. (પોતાની સ્ત્રી વિના) સ્વપ્નામાં પણ બીજું દેખાતો નથી. કામાન્ધ કેવળ સ્ત્રીનેજ જુએ છે. ૫૭

धन कछु मिलै जु बाहिर घरमैं,
सो सब खरचै कामनि घरमैं ॥
भूषन वस्त्रं ताहि पहिरावै,
गुरु पितुमात यादिहु न आवै ॥

અર્થ—બહારથી અથવા ઘરમાંથી જે કાંઇ ધન મળે છે તે સઘળું સ્ત્રીને માટે ખરચી નાખે છે. ઘરેણાં અને લુગડાં તેને પહેરાવે છે પણ ગુરૂ, માતા કે પિતા યાદ આવતાં નથી. ૫૮

पायस पान मिठाई मेवा,
देय भक्तितैं तिय निज देवा ॥
नेहनाथ नाथ्यो नहिं छूटै,
तिय कृसान पिय बैल हि कूटै ॥५९॥

અર્થ—સ્ત્રીને પોતાનો દેવ સમજીને, પતિભક્તિપૂર્વક તેને દૂધપાક, પીવાના પદાર્થો મીઠાઇ અને મેવા આપે છે. પતિને પ્રેમરૂપી નાથ ( બળદના નાકમાં ઘાલે છે તે ) થી નાથ્યો છે-બાંધ્યો છે તે છૂટી શકતો નથી. સ્ત્રીરૂપી ખેડુ પતિરૂપ બળદ પાસેથી સખત કામ લે છે. ૫૯

युवति संगसैं धर्म बिगार.

ज्यूं सूवा पिंजरेमैं बंधुवा
सिख्यो बोलत शुद्ध अशुद्ध वा ॥
तैसे जो कछु नारि शिखावत,
सो गुरु पितु मातही सुनावत ॥६०॥

અર્થ—જેમ પાંજરામાં પૂરેલા પોપટને શુદ્ધ અથવા અશુદ્ધ જેવું શીખવવામાં આવે છે તેવું બોલે છે તેમ પુરૂષ પણ જેવું સ્ત્રી ભણાવે તે પ્રમાણે ગુરૂ માતા અને પિતાને સંભળાવે છે. ૬૦

जैसैं मोर मोरनी आगैं,
नाचि रिझाय आप अनुरागै ।
तैसैं विविध वेष करि तियको,
मन रिझाय रीझत मन पियको ॥

અર્થ—જેમ મોર ઢેલની આગળ નાચીને તેને ખુશી કરી પોતે ખુશી થાય છે તેમ પુરૂષ પણ જુદા જુદા વેષ ધારણ કરી સ્ત્રીને રાજી કરીને પોતાના મનને રીઝવે છે. ૬૧

जब दुहूनको मन अनुराग्यो,
तबहि मदन मदिरा मद जाग्यो ।
भये बावरे बसनहु त्यागे,
अति उन्मत्त घुरन पुनि लागे ॥६२॥

અર્થ—જ્યારે બેહુનું મન પ્રિતિવાળું થાય છે ત્યારે કામરૂપી મદિરાનો મદ જાગે છે. તેઓ બાવરાં

બનીને વસ્ત્રનો ત્યાગ કરે છે. તથા અત્યંત ઉન્મત્ત થઈ પછી ઘોરવા લાગે છે. ૬૨

प्रेतरुप धरि नग्न अमंगल,
भिरि फिरि भिरत मेष मन दंगल ।
ज्यूं लोटत मद्य पि मतवारो,
गिनत मलीन गलीन न नारो ॥६३॥

અર્થ—નગ્ન તથા અપવિત્ર એવું પ્રેતરૂપ ધારણ કરીને ફરી ફરીને એક બીજાને ફરી ફરીને બાથ ભરે છે. જાણે બે ઘેટાની લડાઇ થતી હોય. જેમ દારૂ પીઇને દારૂડીઓ ગાંડો બની મેલી ગલી-રસ્તો કે નાળું-ખાડ-તેને ગણતો નથી પણ આલોટે છે તેમ તે પણ મલિનતાનો વિચાર કરતાં નથી. ૬૩

त्यूं नरनारि मदन मद अंधे,
अति मलीन अंगनमें बंधे ।
करत मदन मद भ्रम जे मनकूं,
कहै अचरज मुनि त्यागी जनकूं ॥

અર્થ—તેમ મદથી અંધ થઇને સ્ત્રી પુરૂષ અતિ મલિન અંગમાં બંધાય છે. જેમ મદનરૂપી મદ મનને

પ્રમયુક્ત કરે છે. તે સાંભળીને ત્યાગી મુનિને આ-
શ્ચર્ય લાગે છે. ૬૪

**नसै मदन मद तैं मति नरकी,**
**लखत न ऊंच नीच परघरकी ।**
**तियहुँ बांवरी मदन बनाई,**
**क्रिया दुखद जिहि व्है सुखदाई ॥ ६५**

અર્થ—મદન મદથી નરની બુદ્ધિ નાશ પામે છે. તેથી તે સ્ત્રી ઊંચ છે કે નીચ છે. ઘરની છે કે પરની તે કાંઇ જોતો નથી. મદન સ્ત્રીને પણ બાવરી બનાવે છે. તેથી જે ક્રિયા દુઃખદાયક છે તેને સુખરૂપ સમજે છે. ૬૫

**प्रबल काम मदिरा मद जागै,**
**तब द्विज तिय धानक तैं लागै ।**
**पिये मदन मदिरा नरनारी,**
**पसैं करत अनन्त खुवारी ॥ ६६ ॥**

અર્થ—જ્યારે પ્રબલ કામ મદિરાથી મદ જાગે છે ત્યારે બ્રાહ્મણની સ્ત્રી પારધી અથવા ભોઇને લાગે છે-યારી કરે છે, સ્ત્રી પુરૂષ મદન-કામ-રૂપી મદિરા

પીએ છે. એવી રીતે પોતાની અનેક પ્રકારે ખૂવારી કરે છે ૬૬

काम दोष यूं नरहि बिगोवत,
सो प्रकट सुंदरी तिय जोवत ।
या तैं अतिसुरुप तिय दुखदा,
ताको त्याग कहत मुनि सुखदा ॥

અર્થ—કામરૂપી દોષ આ રીતે નરને વગોવે છે. અને તે સુંદર સ્રીને જોવાથી પ્રગટ થાય છે માટે અતિ સૌન્દર્ય યુક્ત સ્ત્રી દુઃખદાયક છે. માટે તેના ત્યાગને મુનિઓ સુખદાયક કહે છે. ૬૭

जो सुरूप तियमैं अनुरागत,
विष सम दुखद पेखि नहि भागत
उभय लोककी करत सुहानी,
मुनिजन गनगुन साख बखानी ॥

અર્થ—જે સ્વરૂપવાન સ્ત્રીમાં પ્રીતિ પણ રાખે છે, પણ વિષ સમ દુઃખ આપનાર છે એમ જાણીને ભાગતો નથી. તે ઉભય લોકોની સારી રીતે હાનિ કરે છે. એમ મુનિઓનો સમૂહ સાક્ષીપૂર્વક કહે છે. ૬૮

## युवति संगसैं बिन्दुका नाश.

जो नाना विध भोजन खावै,
रस ताको फल बिंदु उपावै ।
जीवन बिन्दु अधीन सबनको,
नसत सोक बिंदुहुतैं मनको ॥ ६९ ॥

અર્થ—જે મનુષ્ય અનેક પ્રકારનાં ભોજનો ખાય છે, તેનો રસ ફલરૂપ બિંદુને ( વીર્યને ) ઉપજાવે છે. સર્વનું જીવન બિંદુને આધીન છે. તથા મનનો શોક બિંદુથી નાશ પામે છે. ૬૯

कहै जब जमको मन मलवासो,
करत शोक अति धरत उदाशी ।
रुधिर निवास धरत मन जबहू,
चंचल अधिक रजो गुन तबहू ॥७०॥

અર્થ—જ્યારે મનુષ્યનું મન મળમાં નિવાસ કરે છે ત્યારે અતિ ઉદાસી ધારણ કરીને શોક કરે છે. જ્યારે મન લોહીમાં નિવાસ કરે છે ત્યારે રજોગુણને લઈને અતિ ચંચળ થાય છે. ૭૦

जब मन करत बिन्दुमैं वासा,
तबैं शोक चंचलता नाशा ।
पुनि आपहि बलवत जानै,
ह्वै प्रसन्न शुभ कारज ठानै ॥ ७१ ॥

અર્થ—જ્યારે મન બિંદુમાં વાસ કરે છે ત્યારે શોક ને ચંચળતાનો નાશ થઇ જાય છે. પછી મનુષ્ય પોતાને બળવાન્ સમજે છે ને પ્રસન્ન થઈને શુભ કાર્ય કરે છે. ૭૧

बिन्दु अधिक होवेजो जनमैं,
सुंदर कांतिरूपता तनमैं ।
बिन्दु हुको तनमैं उजियारो,
नशै बिन्दु तन मनुहतियारो ॥ ७२ ॥

અર્થ—જે જનમાં અધિક વીર્ય હોય છે તેના શરીરમાં સુંદર કાન્તિ અને અધિક રૂપ હોય છે. શરીરમાં બિંદુ-વીર્ય-નોજ પ્રકાશ છે. જ્યારે શરીરમાંથી બિંદુનો નાશ થાય છે ત્યારે મનુષ્ય જાણે હત્યારા જેવો લાગે છે. ૭૨

जाको बिन्दु न कबहु नाशै,
बलि न पलित तिहि तन परकाशै ।

**योगी करत खेचरीमुद्रा,**
**तातैं बिन्दु राखि रहै भद्रा ॥ ७३ ॥**

અર્થ—જેનું બિંદુ કદાપિ નાશ પામતું નથી. તેના શરીરમાં વળિયાં પડતાં નથી. તેને પળિયાં આવતાં નથી, યોગી ખેચરી મૂદ્રા કરે છે. તેથી બિંદુની રક્ષા થાય છે. તેથી સુખ થાય છે. ૭૩

**अष्टसिद्धि जे धारत योगी,**
**बिन्दु खसै हारत ते भोगी ।**
**अस अति उत्तम बिन्दु जु जगमैं,**
**तिहिं तिय छीन लेत निज भगमैं ॥**

અર્થ—યોગીઓ જે અષ્ટ સિદ્ધિને ધારણ કરે છે તે બિંદુ ખસવાથી ભોગી થઇને હારે છે. જગતમાં બિંદુ જે અતિ ઉત્તમ છે તેને સ્ત્રી પોતાના ભગમાં છીનવી લે છે. ૭૪

**ज्यूं किसान वेलनमैं ऊषहि,**
**पीरत लेत निचोरि पियूषहि ।**
**बार बार वेलनमैं धाराहि,**
**व्है असार दृथ्था तब जाराहि ॥७५॥**

અર્થ—જેમ ખેડુત કોલુમાં શેરડીને પીલીને અમૃત રસ-ને નીચોવી લે છે. પીલેલ શેરડીને ફરી પીલે છે. જ્યારે રસ વિના-અસાર-હથ્થા-કૂથા થઇ જાય છે ત્યારે તેને બાળે છે. ૭૫

त्यूं तिय भींचि भुजनमैं पींकूं,
भरत योनि घट खींचि अमींकूं ।
पुनि पुनि करत क्रिया नित तौलौं,
शेष बिन्दुको बिंदु न जौलौं ॥ ७६ ॥

અર્થ—તેમ સ્ત્રી પ્રિયને બાથમાં ભીડીને, અમૃત રૂપ વીર્યને ખેંચી યોનિ રૂપ ઘડામાં ભરી લે છે. જ્યાં સુધી બિન્દુનું એક બિંદુ પણ બાકી રહે છે ત્યાં સુધી ફરી ફરીને હમેશાં તેજ ક્રિયા કરે છે. ૭૬

क्रियो असार नारि नर देहा,
खींच फुलेल फूल ज्यूं खेहा ।
भौ अकाम सब ताहि जरावै,
सूके बेन मुरार लगावै ॥ ७७ ॥

અર્થ—જેમ ફૂલમાંથી સત્ત્વ ખેંચી લઇ કુચા રાખવામાં આવે છે તેમ સ્ત્રી પુરૂષના શરીરને નિઃસાર

કરી નાખે છે. જ્યારે તે અકામ-નિરવીર્ય થઇ જાય છે ત્યારે તેને સળગતાં લાકડાં જેવા શુષ્ક વચનો બોલીને બાળે છે. ૭૭

है जुसुरूप जोर धनभारी,
ता नरपैं नारी बलिहारी ॥
करि सुरुप धन बलको अंता,
कहत ताहि तूं काको कंता ॥ ७८ ॥

અર્થ—જે પુરુષ રૂપાળો, બળવાન્, ને ભારે ધનવાન હોય છે તેના ઉપર સ્ત્રી બલિહારી જાય છે. તેના રૂપ, ધન અને બળનો નાશ કરીને પછી કહે કે તું કોનો ધણી છે ? ૭૮

तिहि पुनि मिलन चहैजु अनारी,
कर धरपैं धरतहु दे गारी ।
नाक चढाय आंखिहू मोरै,
जायन पति सेजहुके धोरै ॥ ७९ ॥

અર્થ—એમ છતાં જો અનાડી તેને ફરીને મળવા ઇચ્છે છે. તો તેનો હાથ પોતાના શરીર પર પડતાંજ તેને ગાળો ભાંડે છે. નાક ચઢાવીને આંખો

મરડે છે તેથી પતિ પથારીની પાસે પણ જઇ શકતો નથી. ૭૯

**कोटिवज्र संघात जु करिये,**
**सबको सार खींचि इक धरिये ।**
**तियके हिय सम सो न कठोरा,**
**रिषि मुनिगन यह देत ढंढोरा ॥**

અર્થ—કરોડો વજ્રને એકઠાં કરી તેનો સાર ખેંચીને એકઠો કરીએ તો પણ તેની કઠોરતા સ્ત્રીના હૃદયની બરાબર થતી નથી. આ પ્રમાણે ઋષિમુનિ-યોનો સમૂહ ગાય વગાડીને કહે છે. ૮૦

**करत गुमान हठत तिय ज्यूं ज्यूं,**
**चिपटत शठमति जन मन त्यूं त्यूं ॥**
**कबहुक ताको वांछित करिके,**
**मरन अंत छोडत न पकरिके ॥८१॥**

અર્થ—સ્ત્રી ગુમાન કરીને જેમ જેમ પાછી હઠે છે તેમ તેમ શઠ બુદ્ધિવાળા મનુષ્યનું મન તેના પર વધારે ચોંટે છે. કોઇકવાર તેની ઇચ્છા પાર પાડીને તેને પકડયા પછી મરતાં સુધી છોડતી નથી. ૮૧

**पढ्यो पुरान वेद स्मृति गीता,**

तर्क निपुन पुनि किनहुन जीता ॥
करत अधीन ताहि तिय ऐसैं,
बाजीगर बंदरकूं जैसैं ॥ ८२ ॥

અર્થ—જે મનુષ્ય વેદ, પુરાણ, સ્મૃતિ, ગીતા ભણ્યો હોય, તથા તર્ક કરવામાં કુશળ હોય, ને તેને ક્રોધએ જીત્યો ન હોય, તેવા પુરૂષને પણ; જેમ બાજીગર વાંદરને વશ કરે છે તેમ સ્ત્રી વશ કરી લેછે.

सब कछू मन भावत करवावत,
पढे पशुहि भलभांति नचावत ॥
उक्ति युक्ति सब तबहि बिसरै,
जब पंडित पढि तियपै ढिसरौ ॥८३॥

અર્થ—તેની પાસે પોતાની ઇચ્છા પ્રમાણે કામ કરાવીને એ પઢેલા પશુને સારી રીતે નચાવે છે. જ્યારે પંડિત અધ્યયન કરીને–સારી રીતે ભણીને પછી પણ સ્ત્રી તરફ ઢળે ત્યારે સ્ત્રી પાસે સર્વ યુક્તિ અને કેમ બોલવું એ સર્વ ભૂલી જાય છે. ૮૩

जब कबहू समरत यह वेदा,
तब तियमैं मानत कछु खेदा ॥

**तिहि त्यागनकी इच्छा धारै,**
**पुनि तिय नैन सैन सरसारै ॥ ८४ ॥**

અર્થ—એ જ્યારે કોઇ વખત વેદનું સ્મરણ કરે છે. ત્યારે તેના મનમાં કાંઇક ખેદ થાય છે ત્યારે સ્ત્રીનો ત્યાગ કરવાની ઇચ્છા કરે છે. ફરી સ્ત્રી તેને નયન રૂપ બાણુથી સારે છે વીંધે છે ( ત્યારે બધું ભૂલી જાય છે.) ૮૪

**जहर कटाक्ष नैन सर बोरै,**
**तानि कमान भौंह युग जोरै ॥**
**मारतं सारत हिय सब जनको,**
**बिब्रहूं वचन न धन शठ गनको ॥**

અર્થ—નયનનાં કટાક્ષ રૂપી ઝેરમાં બોળેલાં બાણુ ભ્રકુટી રૂપી કમાન પર ચડાવીને જ્યારે મારે છે ત્યારે સર્વ મનુષ્યનાં હૃદયને વીંધી નાંખે છે. જ્યારે વિદ્વાન્ પણ આમાંથી બચતાં નથી તો શઠનું ધન શી ગણનામાં ? ૮૫

**भयो न तियमैं तीव्र विरागा,**
**यूं मतिमंद करत पुनि रागा ॥**

**करत विविध आज्ञा ज्यूं चाकर,**
**हुकम करै बैठी मनु ठाकर ॥ ८६ ॥**

અર્થ—જેને સ્ત્રીમાં તીવ્ર વૈરાગ્ય નથી થયો તે મતિમંદ પુરૂષ સ્ત્રીમાં ફરી અનુરાગ કરે છે. તે ચાકરની પેઠે વિવિધ આજ્ઞાઓ કરે છે ને શેઠની પેઠે બેઠી બેઠી હુકમ ચલાવે છે. ૮૬

**जे नर नार नयन शर वींधे,**
**तिनके हिये होत नहिं सीधे ॥**
**भलो बुरो सुखदुःख विसरत,**
**ते कैसैं भवदुःखतैं निसरत ॥ ८७ ॥**

અર્થ—જે મનુષ્ય નારીના શરથી વિંધાયો છે. તેનું હૃદય સીધું હોતું નથી. તેથી તે સારૂં, નઠારૂં, સુખ, દુઃખ સર્વ ભૂલી જાય છે. તે ભવ દુઃખમાંથી બહાર કેવી રીતે નીકળે ? ૮૭

**नारि बुरी वेश्या अरु परकी,**
**तीजी नरक निशानी घरकी ॥**
**तजत विवेकी तिहुमैं नेहा,**
**करैं नेह तिह शठमुख खेहा ॥ ८८ ॥**

અર્થ—સ્ત્રી ખરાબ જ છે પછી તે વેશ્યા હોય કે પારકી હોય. ત્રીજી ઘરની સ્ત્રી એ પણ નરકની નિશાની છે. વિવેકી તેમાંથી સ્નેહ છોડી દે છે, જે શઠ તેમાં સ્નેહ કરે છે તેના મુખમાં ધૂળ પડી. ૮૮

## दोहा.

अर्थ धर्म अरु मोक्षकूं, नारि विगत पेन ॥
सब अनर्थको मूल लखि, तजै ताहि व्है चैन ८९

અર્થ—ધર્મ, અર્થ અને મોક્ષને સ્ત્રી સારી રીતે બગાડે છે. તે સર્વ અર્થનું મૂળ છે એમ જાણી તેને તજે છે તેનેજ સુખ થાય છે. ૮૯

## पुत्र दुःखनुं वर्णन.

पुत्र सदा दुःख देत यूं, बिन प्राप्ति दुःख एक ॥
गर्भ समय दुःख जन्म दुःख, मरै तु दुःख अनेक ॥

અર્થ—પુત્ર સદા આ પ્રમાણે દુઃખ આપે છે. પુત્રની અપ્રાપ્તિ એ એક દુઃખ, ગર્ભ સમયનું દુઃખ, જન્મ સમયનું દુઃખ, ને મરે ત્યારે અનેક પ્રકારનું દુઃખ થાય છે. ૯૦

## ચૌપાઈ.

गर्भ धरत जौ लौं नहि नारी,
दुःख दंपति मन तौ लौं भारी ॥
व्है जु गर्भ यह चिंतन नासे,
पुत्री होय कि पुत्र प्रकाशे ॥ ९१ ॥

અર્થ—જ્યાં સુધી સ્ત્રી ગર્ભ ધારણ કરતી નથી ત્યાં સુધી દંપતીના મનમાં અત્યંત દુઃખ રહે છે. એમ કરતાં ગર્ભ ધારણ કરે તો પણ ચિન્તા દૂર થતી નથી કારણ કે પુત્રી આવશે કે પુત્ર. ૯૧

गर्भ गिरनके हेतु अनन्ता,
तिनतें डरत करत अति चिंता ॥
व्है जु पूत नवमास न बिहानै,
जननी जनक अधिक दुःख सानै ॥

અર્થ—ગર્ભ પડી જવાનાં અનેક કારણો છે તેનાથી ડરે છે અને બહુ ચિન્તા કરે છે નવ માસ વીત્યા પછી પુત્ર જન્મે છે ત્યારે માતા પિતાને અધીક દુઃખમાં નાંખે છે. ૯૨

नवग्रहमें इक द्वे नहिं बिगरें,

अस जनको जन्म न जग सगरे ॥
बिगरे ग्रहकी निशदिन चिन्ता,
करत मात पितु वैठि इकंता ॥ ९३ ॥

અર્થ—નવ ગ્રહમાંથી એક બે ગ્રહ બગડેલા ન હોય એવો મનુષ્ય સંપૂર્ણ જગતમાં કોઇ જન્મ્યો નથી. માતા પિતા એકાન્તમાં બેશીને બગડેલા ગ્રહની રાત દિવસ ચિન્તા કર્યા જ કરે છે. ૯૩

शिशु उदास व्है जब तजि बोवा,
तन दोऊ मिलि लागत रोवा ॥
यूं चितत कछु गये महीनें,
दांत पूतके निकसै झीनें ॥ ९४ ॥

અર્થ—જ્યારે બાળક ઉદાસ થઇને બોબો (ધાવવાનું) છોડી દે છે. ત્યારે માને બાપ બેઉ મળી રોવા લાગે છે. એમ ચિંતા કરતાં કેટલાક મહીના ગયા પછી પુત્રને ઝીણાં દાંત નીકળે છે. ૯૪

मरत बाल निकसत दंता,
तब यह चिंता दुःख तिय कंता ॥
जिये दूबरो दुःखतैं बारो,
देखि चुहारो धरत उतारो ॥९५॥

અર્થ—દાંત ફૂટી નીકળતાં ઘણાં બાળકો મરી જાય છે. ( એ જાણે છે ) ત્યારે સ્ત્રી અને પુરુષને ચિંતારૂપી દુઃખ થાય છે. જો આ દુઃખમાંથી દુર્બળ બાળક જીવે છે તો પછી ચકલે જઈને ઉતાર મૂકે છે. ૯૫

म्लेच्छ चमार चूहरे कोरी,
तिनतैं झरवावत द्विज धोरी ॥
सइयद ख्वाजा पीर फकीरा,
धोकत जोरत हाथ अधीरा ॥ ९६ ॥

અર્થ—મ્લેચ્છ, ચમાર, ચંડાળ ( ભંગી ) ને કોળીની પાસે ઉત્તમ દ્વિજ ઉજાણી નખાવે છે. સૈયદ, ખોજા, પીર અને ફકીરને અધીરા થઈ હાથ જોડીને નમસ્કાર કરે છે. ૯૬

जाकूं हिन्दु कबहु नहिं मानै,
पुत्र हेतु तिहि इष्ट पिछानै ॥
भैरो भूत मनावत नाना,
धरत शिवाबल भूमि मसाना ॥९७॥

અર્થ—હિંદુઓ જેને કદાપિ માને નહિ, તેને પુત્રને માટે ઇષ્ટ તરીકે માને છે. અનેક ભૈરવ અને

ભૂતોની માનતા કરે છે. અને શિવાબલ મસાણમાં જઈને મૂકે છે. ૯૭

**थानकको डमरु धरि बाजै,**

**कर जोरत पूजत नहिं लाजै ॥**

**और जंत्र तावीज दनैरे,**

**लिखि मढवाय पूत गरगेरै ॥ ९८ ॥**

અર્થ—રાવળીઆનાં ડાકલાં ઘરમાં વગડાવે છે. હાથ જોડીને પૂજતા લાજ આવતી નથી. વળી જંત્રો અને ઘણા તાવીજો, લખાવી, મઢાવી છોકરાનાં ગળામાં પહેરાવે છે. ૮૯

**निज कुलमैं इक अच्युत पूजा,**

**किनहु न सुपनहु सुमर्यो दूजा ॥**

**सो कुलनेम पूत हित त्याग्यो,**

**व्यभिचारन ज्यूं जहँतहँ लाग्यो ॥९९॥**

અર્થ—પોતાના કુલમાં એક અચ્યુત ભગવાનની જ પૂજા કરવાનો નિયમ હોય છે. સ્વપ્નમાં પણ બીજાનું સ્મરણ કર્યું હોતું નથી. પુત્રના હિત માટે એ કુલ નિયમનો પરિત્યાગ કરવામાં આવે છે. તથા વ્યભિચારીની પેઠે જ્યાં ત્યાં ફાંફાં માર્યા કરે છે. ૯૯

होत शीतलाको जब निकसन,
नशत मातपितु मनको विकसन ॥
स्नान किया तजि रहत मलीना,
परम देव गद्दहाकूं कीना ॥ १०० ॥

અર્થ—જ્યારે બાળકને શીતળા નીકળે છે ત્યારે માતા પિતાના મનનો વિકાશ-ઉલ્લાસ-નાશ પામી જાય છે. તે સમયે સ્નાન ક્રિયાનો ત્યાગ કરી મલીન રહે છે ને ગધેડાને પરમ દેવરૂપ માને છે ૧૦૦

मोरि बाग बकसहु शिशु मोरा,
गदहा मात चराउं तोरा ॥
यूं कहि चना गोदमैं धारै,
विनती करि गद्दहाकूं चारै ॥ १०१ ॥

અર્થ—વાગ-મોરડી-મરડીને-(પકડી પોતા સામું મુખ કરીને) કહે છે મારો છોકરો મને બક્ષીસ આપો, હે માતાજી (તારા વાહન) ગધેડાને ચરાવીશ. એમ કહી ખોળામાં ચણા લઇને વિનતી કરી ગદ્ધાને ચારે છે. ૧૦૧

अस अनंत दुःखतैं शिशुपारन,
जुवा होतलौं और हजारन ॥
उमर पूतकी व्है जो थोरी,
मरि है करहु उपाय करोरी ॥१०२॥

અર્થ—આ રીતે અપાર દુઃખથી બાળકનું પાલન કરવામાં આવે છે. વળી યુવાન થતાં સુધીમાં તો હજારો કષ્ટ સહન કરવાં પડે છે. તેમાં જો છોકરાની ઉમર થોડી હોય છે તો કરોડો ઉપાય કરતાં છતાં પણ મરણ પામે છે, ૧૦૨

मरै मातपित कूटहि माथा,
मानि आपकूं दीन अनाथा ॥
हाय हाय करि निशदिन रोवै,
करि धिक धिक निज जन्म विगोवै १०३

અર્થ—પોતાને દીન અનાથ માની માતા પિતા માથાં કૂટીને મરે છે. રાત દિવસ હાય હાય કરીને રડે છે તથા પોતાની જાતને ધિક્કર આપી જન્મને વગોવે છે. ૧૦૩

पूत मरनको व्है दुःख जैसो,
लखत सपूत अपूत न तैसो ॥
जो जीव तो होत हि तरुना,
लगत नारिके पोषन भरना ॥ १०४ ॥

અર્થ—પુત્ર થયા પછી મરી જાય છે તેના માતા પિતાને જેવું દુઃખ લાગે છે તેવું દુઃખ જેને પુત્ર નથી તેને લાગતું નથી. જો તેમ કરતાં તે જીવે છે તો જુવાન થઇ સ્ત્રીનું પોષણ કરવા લાગે છે. ૧૦૪

जिन अनेक यत्नानि प्रति पारौ,
तिनकूं जल प्यावन है भारौ ॥
रजनि सेज पैं शिखवै नारी,
तब पितमात देहु मुहि गारी ॥१०५॥

અર્થ—જે માતા પિતાએ અનેક પ્રયત્ન કરી પાળ્યો હોય તેમને પાણી પાવું પણ ભારે પડે છે. રાત્રે શૈયા પર-પથારીમાં સ્ત્રી શીખવે છે કે તમારાં બાપ મને ગાળો આપે છે. ૧૦૫

व्है सुपूत तौ प्रात हि उठिके,
न वै दूरतैं माथ न गठिके ॥

चहे मातपित आवै नेरे,

पूत न सन्मुख अंखिहुं हेरे ॥ १०६ ॥

અર્થ—જો તે સુપુત્ર હોય છે તો સવારમાં ઉઠીને, પાસે ગયા વિના દૂરથી જ મસ્તક નમાવે છે. માતાપિતા તો એમ ઇચ્છે કે પુત્ર પાસે આવે પણ છોકરો તો સામી નજર સરખીએ કરતો નથી, ૧૦૬

व्है कुपूत तौ उठत हि प्राता,

वचन गारिसम बकि असुहाता ॥

जुदौ होय ले सब घरको धन,

दे पितमातहि इक तिनको तन ॥१०७॥

અર્થ—જો કપૂત હોય તો પ્રાતઃકાળમાં ઉઠીને ગાળોનાં જેવાં અયોગ્ય વચનો બોલે છે. ઘરમાંથી સર્વ ધન લઇને જૂદો રહે છે. માતાપિતાને કેવળ શરીરજ ( તેઓનું ) રહેવા દે છે. ૧૦૭

फेरि संभारत कबहु न तिनकूं,

पोषत सबदिन तिय निज तनकूं ॥

देखि लेत पितमात उसासा,

याविधि पुत्र सदा दुःखरासा ॥१०८॥

અર્થ—તેમને ફરીને કદિ સંભારતો પણ નથી હમેશાં પોતાનું અને પોતાની સ્ત્રીનું પોષણ કરે છે. તે જોઇ માતા પિતા નિશ્વાસો નાખે છે એ રીતે પુત્ર સદા દુઃખના રાશીરૂપ છે. ૧૦૮

## दोहा.

करि विचार यूं देखियें, पुत्र सदा दुःखरूप ॥
सुख चाहत जे पूततैं, ते मूढनके भूप ॥१०९॥

અર્થ—આ રીતે વિચાર કરી જોતાં પુત્ર સદા દુઃખરૂપ છે. જે મનુષ્ય પુત્રથી સુખની ઇચ્છા રાખે છે તે મૂર્ખનો સરદાર છે. ૧૦૯

तजि तिय पूत जु धन चहै, ताके मुखमैं धूर ॥
धन जोरन रक्षा करन खरच नाश दुःखमूर११

અર્થ—સ્ત્રી પુત્રનો ત્યાગ કરીને જે ધનની ઇચ્છા રાખે છે તેના મુખમાં ધૂળ છે કારણકે ધનને એકઠું કરવામાં રક્ષણ કરવામાં, ખર્ચ કરવામાં ને તેના નાશમાં દુઃખ છે માટે ધન દુઃખનું મૂળ છે. ૧૧૦

# धनसंगदुःखवर्णन.

## चौपाई.

जो चाहै माया बहु जोरी,
करै अनर्थ सुलाख करोरी ॥
जाति धर्म कुल सु त्यागै,
जो धनकुं जोरन जन लागै ॥१११॥

અર્થ—જે મનુષ્ય બહુ માયા-પૈસા જોડવાને ઇચ્છે છે તેઓ લાખો તથા કરોડો અનર્થ કરે છે. જે મનુષ્ય ધન જોડવા લાગે છે તે જાતિધર્મ અને કુલધર્મનો ત્યાગ કરે છે. ૧૧૧

बिना भाग तदपि न धन जुरि है,
जुरै तु रक्षा करि करि मरि है ॥
खरचत धन घटि है यह चिन्ता,
नाशै निशिदिन ताप अनंता ॥११२॥

અર્થ—તો પણ નસીબ વિના ધન એકત્ર થતું નથી ને જો એકઠું થાય તો રક્ષા કરી કરીને મરે છે. ધન ખર્ચ કરવાથી ખૂટી જશે એવી ચિન્તા થાય

છે. છતાં જો નાશ પામે છે તો રાત દિવસ અપાર દુઃખ થાય છે. ૧૧૨

सदा करत यूं दुःख धन मनकूं,
चहै ताहि धिकधिक तिहिं जनकूं ॥
युवति पूत धन लखि दुःखदाता,
तज्यो भर्तृ ममताको नाता ॥११३॥

અર્થ—આ રીતે ધન સદા મનને દુઃખ કરે છે માટે તેને ચાહે છે તે જનને ધિક્કારે છે. સ્ત્રી, પુત્ર, ધન એ સર્વને દુઃખરૂપ જાણીને ભર્તૃએ તે સર્વનો સમ્બન્ધ છોડી દીધો. ૧૧૩

## कुंडलिया छंद.

भर्तृ बन एकान्तमैं गयो कियो चित्त शान्त।
भयो नयो दीवान तिन सुन्यो सकल वृत्तांत ॥
सुन्यो सकल वृत्तांत, चिंत यह उपजी ताके।
जो नृप जीवत सुनै, मिलै वा काहु नाके ॥
तौ झूठे हम होहि, भूप दे सबकूं दंडा।
यातें अब मिलि कहो, भर्तृ भो प्रेत प्रचंडा। ११४

અર્થ—ભર્તૃહરિએ એકાન્ત વનમાં જઇને પોતાના મનને શાન્ત કર્યું, જે નવો મંત્રી થયો હતો તેણે આ સર્વ વૃતાંત સાંભળ્યું. ત્યારે તેના મનમાં ચિન્તા થઇ કે જો રાજા ભર્તૃહરિને જીવતો સાંભળશે, વા વનમાં કોઇ ઠેકાણે તેને મળી જશે તો અમે સર્વ જૂઠા પડીશું ને રાજા સર્વને શિક્ષા કરશે. માટે હવે બધા મળીને રાજાને કહો કે ભર્તૃહરિ મહાન્ પ્રેત થયો છે. ११४

## दोहा.

करि सलाह यह परस्पर, गये कचहरी बीच ॥
सबहि कहि यह भूपतैं, भर्तृहरि प्रेत भौ नीच ११५

અર્થ—આ પ્રમાણે પરસ્પર સલાહ કરીને તેઓ કચેરીમાં ગયા. સર્વએ મળી રાજાને કહ્યું કે ભર્તૃહરિ તો નીચ પ્રેત થયો છે. ११५

राख लगाये देहमैं, मिलै जाहि बतरात ॥
तिहि मारत सो नर बचत, जो तिहि देखि परात ॥

અર્થ—તેણે શરીર પર રાખ ચોળી છે અને જે મળે તેની સાથે વાતો કરે છે તથા તેને મારે

છે તેને જોઇને જે મનુષ્ય નાશી જાય છે તેજ નર બચે છે. ११६

सुनि भूपह निश्चय कियो, भर्छू मरी भो प्रेत ॥
साच झूठ भूप न लखत, व्है जु प्रमाद अचेत ११७

અર્થ—રાજાએ આ વાત સાંભળીને નિશ્ચય કર્યો કે ભર્છૂ મરીને ભૂત થયો છે. આ વાત સત્ય છે કે અસત્ય? રાજાએ પ્રમાદથી અચેત થઇ તેનો વિચાર કર્યો નહિ ११७

कछु दिन बीते भूप तब, मारन गयो शिकार ॥
पैठयो गिरि वनसघनमैं, जहँ मृगराज हजार ११८

અર્થ—કેટલાંક દિવસ વીતી ગયા પછી રાજા શિકાર કરવા ગયો. જ્યાં હજારો વનરાજ-સિંહ રહેતા હતા તે ધીચ ઝડીમાં પેઠો. ११८

तपत तहां इक तरुतरै, भर्छू निजदीवान ॥
पेखि ताहि भाज्यो उलटि, मानि प्रेत दुःखदान ॥

અર્થ—ત્યાં પોતનો દિવાન ભર્છૂ એક ઝાડ તળે તપ કરતો બેઠો હતો. તેને જોઇ આ દુઃખ આપનાર પ્રેત છે એમ માની ત્યાંથી નાશી ગયો. ११९

## इंदव छंद.

भद्दूं मर्यो रु परेत भयो वह ।
वाक्य असत्य हु सत्य पिछाना ॥
देखि लियो निज आखिन जीवत ।
तौहु परेत हु मानि भगाना ॥
वंचकते सुनि द्वैत तथा मति ।
मै विशवास करैं जु अजाना ॥
ब्रह्म अद्वैत लखै जु परतच्छहु ।
तौहु न ताहि हिय ठहराना ॥ १२० ॥

અર્થ—ભદ્દૂં મરી ગયો છે અને તે ભૂત થયો છે. એ અસત્ય વાકયને તેમણે સત્ય માન્યું પોતાની આંખે તેને જીવતો જોયો છતાં તેને પ્રેત સમજી રાજા નાશી ગયો. તેમ ઠગ લોકથી દ્વૈતની વાત સાંભળી આજ્ઞાની તેમાં બુદ્ધિથી વિશ્વાસ કરે છે. તેઓ પ્રત્યક્ષ અદ્વૈતબ્રહ્મને જાણે છે તો પણ તેના હૃદયમાં તે ઉતરતું નથી. ૧૨૦

## दोहा.

भेद वचन विश्वास करि, सुनत जु कोउ अजान ।
सो जन दुःख भुगतै सदा, लहै न ब्रह्मको ज्ञान ॥

અર્થ—જો કોઇ અજ્ઞાની ભેદ વચન સાંભળી તેમાં વિશ્વાસ કરે છે. તે મનુષ્ય સદા દુઃખ ભોગવે છે અને તેને બ્રહ્મનું જ્ઞાન થતું નથી. ૧૨૧

यातैं सुनेजु भेदके, वचन लखै सु असत्य ॥
तबही ताकूं ज्ञान व्है, महावाक्यतैं सत्य ॥१२२॥

અર્થ—તેથી જેટલાં ભેદનાં વચન સાંભળ્યાં હોય તેને અસત્ય તરીકે જાણે ત્યારે તેને મહાવાક્ય વડે સત્ય જ્ઞાન થાય છે. ૧૨૨

## चौपाई.

शिष तैं सुनी जु भेद कहानी,
जानि झूठ ते नरक निशानी ॥
तिनके कहन हार सब झूठे,
पुरुषारथ सुखतैं शठ रुठे ॥ १२३ ॥

અર્થ—હે શિષ્ય તેં જે ભેદની વાતો સાંભળી છે તે સર્વને જૂઠી નરકની નિશાની રૂપ જાણ. તે કહેનારા સર્વ જૂઠા છે. તે શઠો પુરૂષાર્થ સુખથી રૂઠેલા છે. ૧૨૩

तिनको संग न कबहू कीजै,
    है जो संग न वचन सुनीजै ॥
जो कहूं सुनै तु सुनतही त्यागहु,
    म्लेच्छ जैन वच समलखि भागहु १२४

અર્થ—તેવાઓનો કદિ સંગ કરવો નહિ. જો સંગ થાય તો તેઓનું વચન સાંભળવું નહિ. ને સાંભળવામાં આવે તો તે સાંભળી તેનો ત્યાગ કરવો. તેનાં વચન મ્લેચ્છ અથવા જૈન જેવાં ગણી ત્યાંથી ભાગી જવું, ૧૨૪

जो मिथ्या है दैशिक वेदा,
    कैसैं करही भवदुःख छेदा ॥
याको अब उत्तर सुनि लीजै,
    मिथ्या दुःख मिथ्या तैं छीजै ॥१२५॥

અર્થ—જો દેશિક-ગુરૂ તથા વેદ મિથ્યા હોય તો તે ભવના દુઃખનો નાશ કેવી રીતે કરી શકે? એનો તું ઉત્તર સાંભળી લે. મિથ્યા દુઃખનો મિથ્યાથીજ નાશ થાય છે. ૧૨૫

वेद्ह गुरु सत्य जो होवे,
    तौ मिथ्या भव दुःख नहि खोवैं ॥

था मैं इक दृष्टान्त सुनाउं,

जातैं तव संदेह नसाऊं ॥ १२६ ॥

અર્થ—વેદ તથા ગુરૂ સત્ય હોય તો તેનાથી મિથ્યા ભવદુઃખનો નાશ થાય નહિ. જેમાં એક દૃષ્ટાંત સંભળાવું છું જેથી તારો સંદેહ નાશ પામે. ૧૨૬

सुरपति इंद्र स्वर्गमैं जैसो,

प्रबल प्रताप भूपइक पैसो ॥

भीम समान सूर बहु तेरे,

तिनके चहुधा डेरे गेरे ॥ १२७ ॥

અર્થ—જેમ સુરપતિ ઇન્દ્ર સ્વર્ગમાં રાજ્ય કરે છે તેના જેવા પ્રબલ પ્રતાપવાળો એક રાજા હતો. ભીમના જેવા બહુ બળવાન યોધાઓ તેની ચોતરફ ડેરા નાખી રહેતા હતા. ૧૨૭

जोधा ले निजनिज हथियारन,

खरे रहे तिहि द्वार हजारन ॥

अंदिर मंदिर डयोढी ठाढे,

लिये खडग कोषन तैं काढे ॥१२८॥

અર્થ—તેના દ્વારમાં હજારો યોધાઓ પોતપોતા-

ના હથિયારો લઇને ઉભા રહેલા છે. મંદિરની અંદર તથા દોઢીપર તેઓ મ્યાનમાંથી તલવારો કાઢીને ઉભા રહ્યા છે. ૧૨૮

ऊंचो महल अटारी जामै
फूल सेज सोवै नृप तामैं ॥
पंछीहू पोचन नहिं पावै,
तहां और कैसे चलि जावैं ॥१२९॥

અર્થ—ઉંચા મહેલમાં એક અટારી હતી, ત્યાં પુષ્પની પથારી હતી ત્યાં રાજા સૂતો હતો. જ્યાં પક્ષી પણ ન જઇ શકે ત્યાં અન્યની-બીજાની તો વાતજ શી. ૧૨૯

तहां भूप देख्यो अस सुपना,
पकर्यों पेर गादरी अपना ॥
भूप छुडायो चाहत निज पग,
तजत न गादरि पकरिजु पगरग ॥१३०

અર્થ—ત્યાં રાજાને એવું સ્વપ્ન આવ્યું કે, શિયાળે મારો પગ પકડ્યો છે રાજા પોતાનો પગ

છોડાવાને ઇચ્છે છે. પણ શિયાળે જે પગની રગ પક-
ડી છે તે છોડતી નથી. १३०

**तब राजा यूं खरो पुकारै,**
**है को असजो गादृरि मारे ॥**
**जोधा जो ठाढे निज द्वारा,**
**तिन रंचकहु न दियो सहारा ॥१३१॥**

અર્થ—તે સમયે રાજા જાણે ઉભો થઇને કહે
છે કે એવો કોઇ છે જે આ શિયાળને મારે. જે
યોધાઓ દરવાજા પર ઉભા હતા પણ તેમણે જરા-
એ મદદ કરી નહિ. १३१

**तब नृप दंड लियो निज करमैं,**
**आपुहि मार्यो स्यारनि शिरमैं ॥**
**लगत दंड भौ ताको अंता,**
**तब निसरै पगरगतै दंता ॥१३२॥**

અર્થ—ત્યારે રાજાએ પોતાના હાથમાં દંડ લઇ
શિયાળના માથામાં માર્યો, દંડ વાગતાંજ શિયાળનો અંત
આવ્યો એટલે પગની રગમાંથી દાંત નીકળ્યા. १३२

दांत लगै गाढैं नृप पगमैं,
यूं लंगरात सुचालत मगमैं ॥
तब चाल्यो ले लाठी करमैं,
पहुच्यो घावरियाके घरमैं ॥ १३३ ॥

અર્થ—રાજાના પગમાં દાંત ઉંડા બેઠા હતા તેથી મારગમાં લંગડા તો ચાલ્યો. હાથમાં લાકડી લઇ ચાલતો ચાલતો ઘા રૂઝાવનાર વૈદ્યને ઘેર ગયો. ૧૩૩

तांहि कह्यो फोहा अस दीजे,
घाव पावको तुरत भरीजे ॥
घावरिया नृपतैं यह भाख्यो,
फोहा नहिं तयार घर राख्यो ॥१३४॥

અર્થ—તેણે વૈદ્યને કહ્યું કે તું એવો મલમ આપકે જેથી મારા પગનો ઘા તુરત રૂઝાઇ જાય. ત્યારે વૈદ્યે રાજાને કહ્યું કે, ઘરમાં મલમ તૈયાર રાખ્યો નથી. ૧૩૪

जो तूं दै पैसा इक मोकूं,
तो तयार करि देहूं तोकूं ॥

तब उलट्यो नृप लाठी टेका,
नहिं वैदनकूं कौडिहु एका ॥१३५॥

અર્થ—જો તું મને એક પૈસો આપે તો હું તને મલમ તૈયાર કરી આપું. તેને આપવાને એક કોડી પણ નહિ હોવાથી. લાકડીને ટેકે ટેકે રાજા પાછો ફર્યો. ૧૩૫

लाग्यो शोच करन टरि घरतैं,
बूजै बात कौन बिन जरतैं ॥
जो मैं होत धनी बड भागा,
आवतु घर घावरिया भागा ॥१३६॥

અર્થ—તે ઘરમાંથી નીકળીને શોક કરવા લાગ્યો કે પૈસા વિના આપણી વાત કોણ જાણે-સાંભળે-જો હું ધનવાન અને ભાગ્યશાળી હોત તો વૈદ્ય મારે ઘેર દોડતો આવત. ૧૩૬

मोहि निकंमाजानि कंगाला,
घरतैं तुरत रोणज्यूं टाला ॥
याहिकूं कछु दोष न दीजे,
बिन स्वारथ को किहिन पतीजै ।१३७।

અર્થ—મને નકામો અને કંગાલ-ગરીબ-સમજી

રોગની પેઠે તુરત ઘરમાંથી કાઢયો. પણ તેમાં તેને દોષ દેવાનો નથી. કારણ કે સ્વાર્થ વિના કોઇ કોઇનો વિશ્વાસ કરતું નથી. ૧૩૭

**मात पिता बांधव सुत नारी,**
**करत प्यार स्वारथतैं भारी ॥**
**जो नहिं स्वारथ सिद्धी पावै,**
**तौ इनकूं देख्योहु न भावै ॥१३८॥**

અર્થ—મા, બાપ, ભાઇ, પુત્ર, સ્ત્રી સર્વ સ્વાર્થને માટે અત્યંત પ્રીતિ કરે છે. પણ જો સ્વાર્થ સિદ્ધ ન થાય તો તેઓને આપણે દીઠા પણ ગમતા નથી. ૧૩૮

**जाबिन घरी एक नहिं रहते,**
**दुःख अपार बिछुरै सब लहते ॥**
**जब देखै आयो धर पौरी,**
**घरके मिलत भाजि भरि कौरी १३९**

અર્થ—જેના વિના એક ઘડી રહી શકાતું નથી, જેના વિયોગથી અપાર દુઃખ થાય છે. જ્યારે તેને ઘરનાં પગથીઆ પર ચડતો જુએ કે ઘરનાં માણસો સામે દોડી બાથ ભરીને ભેટે છે. ૧૩૯

षिधि अधीन कोढी सो होवै,
सब अंगनिमैं पानी चोवै ॥
अरु जरि परि आंगुरी जाके,
भिनभिनाति मुख माखी ताके १४०

અર્થ—પ્રારબ્ધ યોગે જો તે ગળતકોઢના રોગથી સપડાય, તેના સર્વ અંગમાંથી પાણી ઝરતું હોય, વળી આંગળીઓ ખરી પડતી હોય અને મુખ ઉપર માખીઓ બણબણતી હોય. ૧૪૦

कहत ताहि ते घरके प्यारे,
मरि पापी अवतौ हतियारे ॥
जिहि देखत अखियां न अघानी,
तिहि लखि ग्लानि वमनज्यूं आनी

અર્થ—તેને ઘરનાં સગાંવહાલાં કહે છે કે. હે પાપી અરે હત્યરા હવે તો તું મરતો સારૂં. જેને જોતાં નેત્રો તૃપ્ત થતાં નહોતાં તેનેજ જોઇને, વમન જોનાં કંટાળો આવે તેમ ગ્લાનિ થાય છે. ૧૪૧

जो तिय हिय लागत पति प्यारो,
किय न चहत पल उरतैं न्यारो ॥

ताकी पवन बचायो हौरे,
भिरे जु वसन तु नाक सकौरे १४२

અર્થ—જે પતિ સ્રીને હૃદયમાં પ્રિય લાગતો હતો અને જેને ઉર ઉપરથી એક પળ પણ દૂર કરવા ઇચ્છતી નહોતી. હવે તેના પવનથી પણ બચવાને ઇચ્છે છે. ને કદાપિ પાસે જાય છે તો કપડાથી નાક દાબે છે. १४२

जिहि पितु मात गोदमैं लेते,
सचुकत तिहि करते कछु देते ॥
मिलत भ्रात जो भरि भुजकोरी,
सो बतरात बीच दै डोरी ॥१४३॥

અર્થ—જેને માતા પિતા ખોળામાં લેતાં હતાં તેનેજ હવે કાંઇક આપતાં સંકોચાય છે ( રખે તેનો સ્પર્શ થઇ આપણને રોગ લાગે ) જે ભાઇઓ બાથ ભરીને ભેટતા હતાં તે ભીંતની આડ રાખીને વાત કરે છે. १४३

ऐसैं जंग स्वारथको सारो,
बिन स्वारथको काको प्यारो ॥

मुहि स्वारथ योग्य न विधि कीनो,

यातैं इन फोहा नहिं दीनो ॥१४४॥

અર્થ—એમ સર્વ જગત્ સ્વાર્થી છે. સ્વાર્થ વિના કોઇ કોઇનું પ્રિય નથી. મને વિધાતાએ સ્વાર્થને લાયક બનાવ્યો નહિ, જેથી વૈદ્યે મને મલમ આપ્યો નહિ. ૧૪૪

त्यूं चिंतत इक मुनि तिहि भेट्यो,

तिन दै जरी घाव दुःख मेट्यो ॥

निद्रा तैं जाग्यो नृप जब हीं,

घाव दरद मुनि नासै तबही ॥१४५॥

અર્થ—આ પ્રમાણે ચિંતન કરે છે-વિચાર કરે છે ત્યાં તેને એક મુનિ મળ્યો. તેણે જડીબુટ્ટી આપી તેનું દુ:ખ મટાડયું. પછી જેવો રાજા નિદ્રામાંથી જાગ્યો એટલે તેનાં ઘાનું દરદ અને મુનિ સર્વનો નાશ થયો. ૧૪૫

शिष यह तुहि दृष्टांत प्रकाश्यो,

लिखि मिथ्या तैं मिथ्या नाश्यो ॥

मिथ्या दुःख देख्यो जब राजा,

साच समाज न किय कछु काजा १४६

અર્થ—હે શિષ્ય તેનું આ દૃષ્ટાંત કહ્યું તેમાં મિથ્યાથી મિથ્યા કેમ નાશ પામે છે એ તું સમજી લે. રાજાએ જ્યારે મિથ્યા દુ:ખ જોયું ત્યારે તેમના સાચા સમાજે કાંઇ કામ કર્યું નહિ. ૧૪૬

**यद्यपि मिथ्या मरुथलपानी,**
**तातैं किनहु न प्यास बुझानी ॥**
**तदपि विषम दृष्टांत सु तेरो,**
**सत्ता भेद दुहनमैं हेरो ॥ १४७ ॥**

અર્થ—જો કે મરૂથળનું પાણી મિથ્યા હોવાથી તેના વડે કોઇની તરસ મટતી નથી. છતાં તારૂં એ દૃષ્ટાન્ત વિષમ છે. કારણ કે બેઉની સત્તાનો ભેદ છે. ૧૪૭

**समसत्ता भवदुःख गुरु वेदा,**
**यूं गुरु वेद करत भव छेदा ॥**
**आपसमैं सम सत्ता जिनकी,**
**लखि साधक बाधकता तिनकी १४८**

અર્થ—સંસારનું દુ:ખ, ગુરૂ અને વેદની સમ સત્તા હોવાથી વેદ અને ગુરૂ સંસારનો નાશ કરે છે

જેની પરસ્પર સમસત્તા છે તેનીજ સાધક બાધકતા પણ સમજવી. ૧૪૮

ब्रह्म भिन्न मिथ्या सब भाखौ,
तिनको भेद हेतु किहि राखौ ॥
उपज्यो यह मोकुं संदेहा,
प्रभु ताको अब कीजे छेहा ॥१४९॥

અર્થ—હે પ્રભુ બ્રહ્મથી ભિન્ન સર્વને આપ મિથ્યા કહો છો. તેમાં ભેદ કયા કારણને લઇને રાખ્યો છે? એ મારા મનમાં સંદેહ થાય છે. માટે આપ તેનું સમાધાન કરો. ૧૪૯

सकल अविद्या कारज मिथ्या,
शिष तामैं रंचकहु न तथ्या ॥
जा अज्ञानसैं उपजत जोई,
ताके ज्ञान बाध तिहि होई ॥१५०॥

અર્થ—અવિદ્યાનું સર્વ કાર્ય મિથ્યા છે, હે શિષ્ય તેમાં જરા પણ સત્ય નથી. જે જેનાં અજ્ઞાનથી ઉપજે, તે તેના જ્ઞાનથી નાશ પામે છે. ૧૫૦

## ॥ शिष्य उवाच ॥

## दोहा.

भगवन ब्रह्म अज्ञानतैं, जो उपजै संसार ॥
सो किहि क्रमतैं होत है, कहो मोहि निरधार ॥

અર્થ—હે ભગવન્ બ્રહ્મના અજ્ઞાનથી જે સંસાર ઉપજે છે તે કયા ક્રમથી ઉપજે છે તે મને નક્કી કહો. ૧૫૧

## ॥ श्रीगुरु उवाच ॥

## चौपाई.

जैसे स्वप्न होत बिन क्रमतैं,
यूं मिथ्या जग भासत भ्रमतैं ॥
जो ताको क्रम जान्यो लोरै,
सो मरुथलजल वसन निचौरै ॥१५२॥

અર્થ—જેમ ક્રમ વિનાજ સ્વપ્ન થાય છે તેમ ભ્રાંતિથી મિથ્યા જગત્ દેખાય છે. જે તેનો ક્રમ જાણવાને ઇચ્છે છે તે મૃગતૃષ્ણાના પાણીમાં કપડાં નીચોવે છે. ૧૫૨.

## दोहा.

उपनिषद्मैं बहुत विधि, जगउत्पत्ति प्रकार ॥
अभिप्राय तिनको यही, चेतन भिन्न असार ॥

**અર્થ**—ઉપનિષદનાં અનેક પ્રકારે સૃષ્ટિની ઉત્પત્તિ કહેલી છે. તેનો અભિપ્રાય એજ છે કે ચેતનથી ભિન્ન સર્વ અસાર છે. ૧૫૩.

## कवित्त.

जीव ईश भेद हीन, चेतन स्वरूप मांहि ।
माया सो अनादि एक, सांत ताहि मानिये ॥
सत औ असततैं विलक्षण स्वरूप ताको ।
ताहिकूं अविद्या औ अज्ञानहु बखानिये ॥
चेतनसामान्य न विरोधी ताको साधक है ।
वृत्तिमैं आरुढ वा विरोधी वृत्ति जानिये ॥
मायामैं आभास अधिष्ठान अरु माया मिल ।
ईश सरवज्ञ जग हेतु पहिचानिये ॥ १५४ ॥

**અર્થ**—જીવ અને ઇશ્વર ભેદથી રહિત ચેતન સ્વરૂપમાં જે માયા છે તે અનાદિ સાંત છે. માયાનું

સ્વરૂપ સત્ અને અસતથી વિલક્ષણ છે. તેનેજ અ-વિદ્યા અને અજ્ઞાન કહેવામાં આવે છે. સમાન્ય ચેતન તે અજ્ઞાનનું વિરોધી નથી પણ સાધક છે. વૃતિમાં આરૂઢ ચેતન અથવા ચેતન યુક્ત વૃત્તિ તે અજ્ઞાનનાં વિરોધી છે. માયામાં પડેલો આભાસ, અધિષ્ઠાન અને માયા મળીને ઇશ્વર કહેવાય છે તે સર્વજ્ઞ અને જગતનું કારણ છે. ૧૫૪.

## दोहा.

**मलिन सत्व अज्ञानमें, जो चेतन आभास ॥**
**अधिष्ठानयुत जीव सो, करत कर्म फल आश ॥**

અર્થ—મલિન સત્વ ગુણ સહિત અજ્ઞાનમાં જે ચેતનનો આભાસ, તથા અધિષ્ઠાન સહિત જીવ કહેવાય છે તે કર્મ કરી ફલની આશા રાખે છે. ૧૫૫

## कवित्त.

**जीवन के पूर्व सृष्टि कर्म अनुसार ईश ।**
**इच्छा होय जीव भोग जग उपाइये ॥**
**नभ वायु तेज जल भूमि भूत रचै तहां ।**

शब्द स्पर्श रुप रस गंध गुन गाईये ॥
सत्व अंश पंचनको मेलि उपजत सत्त्व ।
रजोगुन अंश मिलि प्रान त्यूं उपाईये ॥
एक एक भूत सत्व अंश ज्ञानइंद्रि रचै ।
कर्मइन्द्रि रजोगुन अंश तैं लखाईये ॥१५६॥

અર્થ—પૂર્વ સૃષ્ટિમાં જીવોએ કરેલા કર્મ પ્રમાણે ઇશ્વરને ઇચ્છા થાય છે કે જીવોના ભોગને માટે જગતને ઉત્પન કરૂં, તેથી તેણે આકાશ, વાયુ, અગ્નિ જલ અને પૃથ્વી એ પાંચ ભૂત ઉત્પન્ન કર્યા. તેના શબ્દ સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ગુણ થયા, પાંચે ભૂતનાં સત્વ અંશમાંથી અંતઃકરણ ઉત્પન્ન થાય છે. પાંચેના રજો અંશ મલીને પ્રાણ થાય છે. દરેક જૂદા જૂદા ભૂતના સત્વ અંશમાંથી પાંચ જ્ઞાનઇંદ્રિયો થાય છે અને દરેકના રજોગુણમાંથી કર્મઇન્દ્રિયો થાય છે. ૧૫૬.

## सवैया.

भूत अपंचीकृत औ कारज,
इतनीं सूक्ष्म सृष्टि पिछान ।

पंचीकृत भूतनतैं उपज्यो,
स्थूल पसारो सारो मान ॥
कारन सूक्ष्म स्थूल देह अरु,
पंचकोश इनही मैं जान ॥
करि विवेक लखि आतम न्यारो,
मुंज इषीकातैं ज्यूं भान ॥ १५७ ॥

અર્થ—અપંચીકૃત ભૂત અને તેનાં કાર્ય એટલી સૂક્ષ્મ સૃષ્ટિ સમજવી અને પંચીકૃત ભૂતમાંથી આ સર્વ સ્થૂલ જગત્ થયું છે. સ્થૂલ સૂક્ષ્મ અને કારણ એમ ત્રણ શરીર છે, તેમાં પાંચ કોશ રહેલા છે. જેમ મુંજ નામક ઘાસથી તેની અંદરનાં ગર્ભરૂપ સળી જૂદી છે તેમ વિવેકથી આત્મા એ સર્વથી ભિન્ન છે એમ સમજ. ૧૫૭

स्थूल देहको भान न होवै,
स्वप्नामांहि लखि आतम ज्ञान ॥
सूक्ष्म ज्ञान सुषुप्ति समैं नहिं,
सुख स्वरुप ठहै आतम भान ॥
भासै भये समाधि अवस्था,

निरावरन आतम न अज्ञान ॥
ऐसै तीनि देह व्यभिचारी,
आतम अनुगत न्यारो जान ॥ १५८ ॥

અર્થ—સ્વપ્ન અવસ્થામાં સ્થૂલ શરીરનું ભાન થતું નથી. પણ આત્માનું ભાન થાય છે-રહે છે. તેજ પ્રમાણે સુષુપ્તિ અવસ્થામાં સૂક્ષ્મ શરીરનું ભાન થતું નથી પણ સુખ સ્વરૂપ આત્માનું ભાન થાય છે અને સમાધી અવસ્થામાં નિરાવરણ આત્માનું જ્ઞાન થાય છે. પણ અજ્ઞાન દેખાતું નથી. એ રીતે ત્રણે દેહ વ્યભિચારી છે પણ તેમાં આત્મા અનુગત છે. માટે તું તે ત્રણ દેહથી આત્માને જૂદો જાણ. ૧૫૮.

पंचकोशतैं आतम न्यारो,
जानि सुजानहु ब्रह्म स्वरुप ॥
तातैं भिन्न जु दीसै सुनिये,
सो मानहु मिथ्या भ्रमकूप ॥
मिथ्या अधिष्ठान न बिगारै,
स्वप्नभिख न दरिद्री भूप ॥

सब कछु कर्ता तउ अकर्ता,
तव अस कद्भूत रूप अनूप ॥ १५९ ॥

અર્થ—પાંચ કોશથી આત્માને ન્યારો જાણી તેને-આત્માને-તું બ્રહ્મરૂપ સમજ. તેનાથી જૂદુ જે કાંઇ દેખવા અથવા સાંભળવામાં આવે છે તે મિથ્યા ભ્રાન્તિના કૂવા જેવું સમજવું જેમ સ્વપ્નામાં ભિક્ષા માગનારો રાજા દરિદ્રી હોતો નથી તેમ મિથ્યા વસ્તુ અધિષ્ટાનમાં વિકાર કરતી નથી-બગડતી નથી. સર્વ કરતાં છતાં તે અકર્તા છે. એવું અનૂપમ તારૂં અદ્-ભૂત રૂપ છે. અર્થાત્ આત્મા ઉપમા રહિત છે. ૧૫૯

## इंद्रव छंद.

नाहिं ख पुष्प समान प्रपंच तु,
ईश कहा करता जु कहावै ॥
साक्ष्य नाहिं हम साक्षि स्वरूप न,
दृश्य नाहिं दृक काहि जनावै ॥
बन्धहु होई तु मोक्ष बनै अरु,
होय अज्ञान तु ज्ञान नसावै ॥

जानि यहीकरतव्य तजे सब,
निश्चल होत हि निश्चल पावै ॥ १६० ॥

અર્થ—આકાશના પુષ્પની પેઠે પ્રચંડ-સંસાર-જનથી તો ઇશ્વર કરતાં કોનો કહેવાય ? એજ રીતે સાક્ષ્ય નથી તો સાક્ષી કોનો ? માટે તે પણ નથી. જ્યાં દૃશ્ય નથી ત્યાં દૃક-દૃષ્ટા કોને જણાવે ? જો બંધ હોય તો મોક્ષ સંભવે અને અજ્ઞાન હોય તો જ્ઞાન તેનો નાશ કરે. એ રીત જાણી જે સર્વ કર્તવ્ય છોડી નિશ્ચલરૂપ થાય છે તો તેને નિશ્ચલરૂપ આત્માનું દર્શન થાય છે. ૧૬૦

## दोहा.

यही चिन्ह अज्ञानको, जो मानै कर्त्तव्य ॥
सोई ज्ञानी सुघर नर, नहिं काकूं भवितव्य १६१

અર્થ—કર્તવ્ય માનવું એજ અજ્ઞાનનું ચિન્હ છે-નિશાની છે. જે બીજા રૂપે થવાને ઇચ્છતો નથી તેજ ચતુર પુરૂષ જ્ઞાની છે, ૧૬૧

## इंदव छंद.

एक अखंडित ब्रह्म असंग,

अजन्म अदृश्य अरुप अनामैं ॥
मूल अज्ञान न सूक्षम थूल,
समष्टि न व्यष्टिपनो नहिं तामैं ॥
ईश न सूत्र विराट न प्राज्ञ न,
तैजस विश्व स्वरुप न जामैं ॥
भोग न योग न बंध न मोक्ष,
नहिं कछु वामैं रु है सब वामैं ॥१६२॥

અર્થ—બ્રહ્મ; એક, અસંગ અને અખંડ જન્મ રહિત, અદૃશ્ય, રૂપરહિત, નામરહિત, મૂલ અજ્ઞાન-રહિત સ્થૂલ ને સૂક્ષ્મરહિત, વ્યષ્ટિ અને સમષ્ટિરહિત, ઇશ્વર, સૂત્રાત્મા અને વિરાટ રહિત, જેમાં વિશ્વ તૈજસ અને પ્રાજ્ઞ નથી, ભોગ નથી, યોગ નથી, બંધન નથી, મોક્ષ નથી, તેમાં કશુએ નથી ને સર્વ તેમાં છે. એવું છે. ૧૬૨

जाग्रतमैं सु प्रपंच प्रभासत,
सो सब बुद्धि विलास बन्यो है ॥
ज्यूं सुपने मांहि भोग्य न भोग,
तऊं इक चित्र विचित्र जन्यो है ॥

लीन सुषूप्तिमैं मति होत हि,
भेद भगे इक रूप सुन्यो है ॥
बुद्धि रच्यो जु मनोरथ मात्रसु,
निश्चल बुद्धि प्रकाश भन्यो है ॥१६३॥

અર્થ—જાગ્રત્ અવસ્થામાં જે પ્રપંચ દેખાય છે તે સર્વ બુદ્ધિના વિલાસરૂપ બનેલો છે. જેમ સ્વપ્નામાં ભોગ્ય અને ભોગ નથી છતાં ચિત્ર વિચિત્ર ઉત્પન્ન થાય છે ને જાણવામાં આવે છે-સુષુપ્તિમાં બુદ્ધિનો લય થઇ જતાં ભેદ ભાગી જાય છે.—નાશ પામે છે. ને સર્વ એક સ્વરૂપે સમજાય છે. મનોરથ માત્ર કેવલ બુદ્ધિનાજ રચેલા છે. બ્રહ્મ તે બુદ્ધિનો પ્રકાશક છે એમ વેદાન્ત કહે છે. ૧૬૩

## सवैया.

जाके हिय ज्ञान उजियारो,
तम अंधियारो खरो विनाश ॥
सदा असंग एकरस आतम,
ब्रह्मरूप सो स्वयंप्रकाश ॥
ना कछु भयो न है नहिं व्है है,

जगत मनोरथ मात्र विलास ॥
ताकी प्राप्ति निवृत्ति न चाहत,
ज्यूं ज्ञानीके कोउ न आश ॥ १६४ ॥

અર્થ—જેના હૃદયમાં જ્ઞાનરૂપ પ્રકાશ પડે છે, તેમનું અજ્ઞાનરૂપ અંધારૂ નાશ પામી જાય છે. તે સદા અસંગ, એકરસ, બ્રહ્મસ્વરૂપ, સ્વયંપ્રકાશ આત્મા જ થઇને રહે છે. પછી કાંઇ થયું નથી, નથી, અને થશે નહિ. જગત્ કેવળ મનારથના વિલાસ માત્ર છે એટલે તેની નિવૃત્તિને કે પ્રાપ્તિને જ્ઞાની ઇચ્છતા નથી. આ રીતે જ્ઞાનીને કાઇ પ્રકારની આશા હોતી નથી. ૧૬૪

देखै सुनै न सुनै न देखै,
सब रस गहै रु लेत न स्वाद ॥
सूंघि परसि परसै न न सूंघै,
बैन न बोलै करै विवाद ॥
ग्राहि न ग्रहै मल तजै न त्यागै,
चलै नहिं अरु धावत पाद ॥

भोगै युवति सदा संन्यासी,
शिष लखि यह अद्‌भुत संवाद ॥१६५॥

અર્થ—જે જુવે છે છતાં જોતો નથી, સાંભળે છે છતાં સાંભળતો નથી, સર્વ રસને ગ્રહણ કરે છે છતાં સ્વાદ લેતો નથી, સુંઘે છે પણ સુંઘતો નથી, સ્પર્શ કરે છે છતાં અડકતો નથી, વિવાદ કરે છે છતાં જે બોલતો નથી ગ્રહણ કરે છે છતાં ગ્રહણ કરતો નથી; ત્યજે છે તોપણ ત્યાગ કરતો નથી. પગ વડે ચાલે છે તોપણ ચાલતો નથી, સ્ત્રીને ભોગવે છે છતાં સદા સંન્યાસી છે. હે શિષ્ય એ અદ્‌ભુત સંવાદ જાણ. ૧૬૫

निज विषयनमैं इन्द्रिय वर्ते,
तिन तैं मेरो नांहि संग ॥
मैं इन्द्रिय नहिं मम इन्द्रिय नहिं,
मैं साक्षी कूटस्थ असंग ॥
त्यागहु विषय कि भोगहु इन्द्रिय,
मोकूं लगै न रंचक रंग ॥
यह निश्चय ज्ञानीको जातैं,
कर्ता दीखै करै न अंग ॥ १६६ ॥

અર્થ—ઇન્દ્રિયો પોતાના વિષયમાં પ્રવૃત્તિ કરે છે તેની સાથે મારો સંગ નથી. હું ઇન્દ્રિયો નથી ને ઇન્દ્રિયો મારી નથી હું કૂટસ્થ, સાક્ષી અસંગ છું. ઇન્દ્રિયો પોતપોતાના વિષયો ભોગવે કે ત્યાગ કરે તેનો મને જરાપણ રંગ લાગતો નથી. જ્ઞાનીનો આવા પ્રકારનો નિશ્ચય હોવાથી હે પ્રિય તે કરતો જણાય છતાં કશું કરતો નથી. ૧૬૬

माटीको कारज घट जैसैं,
माटी ताके बाहिर माँहि ।
जलतैं फैन तरंग बुदबुदा,
उपजत जलतैं जुदे सु नाहि ॥
ऐसे जो जाको है कारंज,
कारनरुप पिछानहु ताहि ।
कारन ईश सकलको "सो मैं"
लयचिंतन आनहु विध याहि ॥१६७॥

અર્થ—જેમ ઘટ માટીનું કાર્ય હોવાથી તેની અંદર અને બહાર માટી જ છે, જલમાંથી ફીણ તરંગ તથા બુદબુદ-પરપોટા-ઉત્પન્ન થાય છે, તે જલથી

જૂદા નથી. એ રીતે જે જેનું કાર્ય છે તેને કારણુ રૂપજ સમજો. સર્વનું કારણુ ઇશ્વર છે અને તે હું છું. આ પ્રકારને લયચિંતન વિધિ જાણુ. ૧૬૭

ध्यान अहंग्रह प्रणवरूपको,
कह्यो सुरेश्वर श्रुति अनुसार ।
अक्षर प्रनव ब्रह्म ममरुप सु,
यूं अनुलव निजमति गतिधार ॥
ध्यान समान आन नहिं याके,
पंचीकरन प्रकार विचार ।
जो यह करत उपासन सो मुनि,
तुरित नसै संसार अपार ॥ १६८ ॥

અર્થ—શ્રીસુરેશ્વરાચાર્યે શ્રુતિ અનુસાર અહંગ્રહ પ્રણવનું જે ધ્યાન કહેલું છે તે તું કર. આ પ્રણવ-અક્ષર બ્રહ્મસ્વરૂપ છે તેજ મારૂં સ્વરૂપ છે. આ પ્રમાણે ક્ષણુ માત્રના અંતરાય વિના જ તું તારી બુદ્ધિને સ્થિર કર, તેના જેવું બીજું એકે ધ્યાન નથી. તે માટે પંચીકરણુનો જે પ્રકાર છે તે વિચાર. જે મુનિ આ પ્રમાણે ધ્યાન કરે છે તેનો આપાર સંસાર જલદી નાશ પામે છે. ૧૬૮

जो यह निर्गुन ध्यान न व्है सै,
सगुन ईश करि मनको धाम।
सगुन उपासनहू नहिं व्है तौ,
करि निष्काम कर्म भजिराम ॥
जो निष्कामकर्महु नहिं व्है,
तौ करिये शुभ कर्म सकाम।
जो सकाम कर्महू नहीं होवै,
तौ शठ वारवार मरि जाम ॥ १६९ ॥

અર્થ—જો આ નિગુણ ધ્યાન ન થઇ શકે તો સગુણ ઇશ્વરને મનનું ધામ બનાવ. સગુણ ઉપાસના ન થાય તો શ્રીરામને ભજીને નિષ્કામ કર્મ કર, નિષ્કામ કર્મ પણ ન થઇ શકે તો સકામ શુભ કર્મ કર, જો સકામ કર્મ પણ ન થઇ શકે તો હે શઠ વારંવાર જન્મ મરણના ચક્રમાં પડ. ૧૬૯

## दोहा।

ओंकारको अर्थ लखि, भयो कृतार्थ अदृष्टि।
पढै जु याहि तरंग तिहिं, दादू करहु सुदृष्टि ॥

અર્થ—અદૃષ્ટિ પ્રભુનો અર્થ જાણીને કૃતાર્થ થયો. જે કોઇ આ તરંગભણે તેને દાદુ સારી દૃષ્ટિ આપો. ૧૭૦

---

# षष्ठस्तरंगः

## श्रीगुरुवेदादि साधन मिथ्या वर्णन.

### दोहा.

**प्रश्न.**

**चेतन भिन्न अनात्मसब, मिथ्या स्वप्न समान ।**
**यूं सुनि बोल्यो तीसरो, तर्कदृष्टि मतिमान ॥१॥**

અર્થ—ચેતનથી ભિન્ન સર્વ અનાત્મ અને સ્વપ્નસમાન મિથ્યા છે એ સાંભળી ત્રીજો બુદ્ધિમાન્ શિષ્ય તર્કદૃષ્ટિ બોલ્યો. ૧

**पहिली जानै वस्तुकी, स्मृति स्वप्नमैं होय ।**
**जाग्रतमैं अज्ञात अति, ताहि लखै नहिं कोय ॥२॥**

અર્થ—પ્રથમ જે વસ્તુ જાણી હોય છે તેની

સ્વપ્નમાં સ્મૃતિ થાય છે. જે વસ્તુ જાગ્રતમાં અતિ અજ્ઞાન હોય તેને કોઇ જોઇ શકે નહિ. ૨

**अथवा स्थूलहि लिंग तजि, बाहरि देखत जाय।**
**गिरि समुद्र वन वाजि गज, सो मिथ्या किहिं भाय**

અર્થ—અથવા સ્થૂલ શરીરને છોડીને લિંગ-સૂક્ષ્મ-શરીર બહાર જઇને બહારના પદાર્થને જુએ છે. તો પર્વત, સમુદ્ર, વન, ઘોડા, હાથી એ સર્વ પદાર્થ મિથ્યા કેમ હોય? ૩

## उत्तर.

**यह हस्ती आगे खरो, एसो होवै ज्ञान।**
**स्वप्नमांहि स्मृतिरूपसो, कैसे होय सुजान ॥४॥**

અર્થ—સ્વપ્નમાં આ હાથી આગળ ઉભો છે એવું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે, હે સુજાણ તે સ્મૃતિરૂપ કેમ કહેવાય? ૪

**बाहरि लिंग जु नीकसै, देह अमंगल होय।**
**ज्ञानसहित सुंदर लसै, यातें लिंगहि जोय ॥५॥**

અર્થ—જો લિંગશરીર બહાર નીકળતું હોય તો સ્થૂલશરીર અમંગલ થાય.—મરણ પામે. પણ

પ્રાણ સહિત સુંદર લાગે છે માટે લિંગશરીર છે. ૫

**यातैं अंतर ऊपजै, त्रिपुटी सकल समाज।**
**वेद कहत या अर्थकूं, सब प्रमान शिरताज ॥६॥**

**અર્થ**—તેથી નાડીની અંદર સર્વ ત્રિપુટીરૂપ સામગ્રી ઉત્પન્ન થાય છે, સર્વ પ્રમાણના શિરતાજરૂપ વેદ એ અર્થને કહે છે. ૬

**साधन सामग्री बिना, उपजे झूठ सु होय।**
**बिन सामग्री ऊपजै, यूं तिहि मिथ्या जोय ॥७॥**

**અર્થ**—જે સાધન સામગ્રી વિના ઉત્પન્ન થાય છે તે જૂઠું કહેવાય છે. તેમ સામગ્રી વિના પણ જે ઉપજે તે મિથ્યા કહેવાય છે. ૭

## चौपाई.

**बिन सामग्री उपजत यातैं,**
**स्वप्न सृष्टि सब मिथ्या तातैं ॥**
**देशकालको लेश न जामैं,**
**सर्व जगत उपजत है तामैं ॥८॥**

**અર્થ**—સ્વપ્નસૃષ્ટિ, સામગ્રી વિના ઉત્પન્ન થાય

છે તેથી તે સર્વ મિથ્યા છે. જેમાં દેશકાળનો લેશ પણ નથી તેમાં સર્વ જગત ઉત્પન્ન થાય છે. ૮

स्वप्न समान झूठ जग जानहु,
लेश सत्य ताकूं मति मानहु ।
जाग्रतमांहि स्वप्न नहिं जैसें,
स्वप्नमांहि जाग्रत नहिं तैसें ॥ ९ ॥

અર્થ—સ્વપ્નની પેઠે આ જગત પણ જુઠું છે એમ જાણવું. તેને જરા પણ સત્ય સમજવું નહિ. જેમ જાગ્રતમાં સ્વપ્ન નથી-ખોટું છે. તેમ સ્વપ્નમાં જાગ્રત ખોટું છે. ૯

## शिष्य उवाच

## दोहा.

लाख हजारन कल्पको, यह उपज्यो संसार ।
यातैं ज्ञानी मुक्त है, बन्धे अज्ञ हजार ॥१०॥

અર્થ—આ સંસાર અનન્ત કલ્પથી ઉપજ્યો છે, જ્ઞાની તેનાથી મુક્ત છે અને હજારો અજ્ઞ આ સંસાર વિષે બંધાએલા છે. ૧૦

**झूठो स्वप्न समान जो, छन घटिका व्है जाम ।**
**बंध कौन को मुक्त है, श्रवणादिक किह काम ११**

અર્થ—જો સંસાર સ્વપ્ન સમાન જૂઠો છે અને તે ક્ષણ, ઘડી કે એક પ્રહર રહેનાર છે એમ માનવામાં આવતું હોય તો પછી બંધ અને મુક્ત કોણ છે અને શ્રવણાદિકનું પણ શું કામ છે? ૧૧

## गुरु वाक्य.

## दोहा.

**अगृधदेवकूं स्वप्नमें, भ्रम उपज्यो जिहि रीति ।**
**शिष तोकूं यह उपजी, बंध मोक्ष परतीति १२**

અર્થ—અગૃધ દેવને સ્વપ્નમાં જેમ ભ્રાંતિ ઉપજી તેમ હે શિષ્ય તુને પણ બંધ મોક્ષની પ્રતીતિ થઈ છે. ૧૨

## मगलं.

## दोहा.

**जा विभु सत्य प्रकाशतैं, परकाशत रवि चन्द ।**
**सो साक्षी मैं बुद्धिको, शुद्ध रूप आनन्द ॥१॥**

અર્થ—જે વિભુ, સત્ય અને પ્રકાશ સ્વરૂપથી સૂર્ય તથા ચન્દ્ર પ્રકાશે છે તે હું શુદ્ધ આનંદરૂપ બુદ્ધિનો સાક્ષી છું. ૧

**नाशै विघ्न समूलतैं, श्रीगनपतिको नाम ।**
**जा चिंतन बिन व्है नहिं, देवनहूके काम ॥२॥**

અર્થ—શ્રીગણપતિનું નામ સ્મરણ કરવાથી સમૂલ વિઘ્ન નાશ પામી જાય છે, જેના ચિંતવન વિના દેવનું પણ કામ થતું નથી. ૨

## सोरठा.

**असुरनको संहार, लक्ष्मी पारवती पति ।**
**तिन्हे प्रनाम हमार, भजतनकूं संतत भजै ॥३॥**

અર્થ—અસુરનો સંહાર કરનારા લક્ષ્મીપતિ વિષ્ણુ-ને અને પાર્વતિપતિ મહાદેવને મારા પ્રમાણ છે. જે ભજનારાને સદા ભજે છે અર્થાત્ ભક્ત ઉપર કૃપા કરે છે. ૩

## दोहा.

**जा शक्तिकी शक्ति लहि, करै ईश यह साज ॥**
**मेरी बानीमें बसहु, ग्रंथ सिद्धिके काज ॥४॥**

અર્થ—જે શક્તિની શક્તિને લઇને ઇશ્વર આ સર્વ સામગ્રી બનાવે છે. તે શક્તિ, ગ્રંથની સિદ્ધિ માટે મારી વાણીમાં નિવાસ કરો. ૪

**बंध हरन सुख करन श्री, दादू दीनदयाल ॥**
**पढै सुनै जा ग्रंथ यह, ताके हरहु जंजाल ॥५॥**

અર્થ—દીન પર દયા કરનાર દાદૂજી બંધનું હરણ કરનાર અને સુખ કરનાર છે. તેઓ. જે કોઇ આ ગ્રંથ ભણે કે સાંભળે તેના જંજાલ-જન્માદિ દુઃખને હણે. ૫

## कवित्त.

**वेद वाद वृक्ष वन, भेदवादी वायु आय ।**
**पकर हलाय क्रिया कंटक पसारिके ॥**
**सरल सुशुद्ध शिष्य कंज पुनि तोरि गेरि ।**
**सूलन मैं फेरत फिरत फेरि फारिके ॥**
**पेखि सु पथिक भगवान जानि अनुचित ।**
**अंक मैं उठाय ध्याय व्यास रूप धारिके ॥**
**सूत्रको बनाइ जाल बनको विभाग कीन्ह ।**
**करत प्रणाम ताहि निश्चल पुकारिके ॥६॥**

અર્થ—વેદનું અભેદવાદરૂપ વૃક્ષોનું વન છે. તેમાં ભેદવાદીરૂપ વાયુએ પ્રવેશ કર્યો તેમણે અર્થવાદરૂપ કાંટાવળાં વૃક્ષોને હલાવીને સર્વત્ર સકામ કર્મરૂપ કાંટા વેર્યા, અને કપટ રહિત તથા રાગદ્વેષ વિનાના જે શિષ્યોરૂપ કમળનાં ફૂલો તેમને શમાદિ સ્વસ્થાનમાંથી તોડીને સકામરૂપ કંટક ભૂમિ પર પાડી તે કાંટામાં તેને ફેરા મરાવ્યા, મુસાફરરૂપ વ્યાપક ભગવાને વિચાર કર્યો કે આ શિષ્યરૂપ કમળપુષ્પો કાંટાવાળાં સ્થળને લાયક નથી તેમ વિચાર કરી વ્યાસરૂપ ધારણ કરી તેમને ખોળામાં લઇ લીધાં, તે પુનઃ કાંટવાળા વનમાં ન જાય માટે સૂત્ર જાળ બનાવી તે વનને છૂટું પાડી દીધું. તે શ્રીવ્યાસને નિશ્ચલદાસ પોકારીને પ્રણામ કરે છે. ૬

## दोहा.

काउक शिष्य उदार मति, गुरुके शरनै जाई ॥
प्रश्न कियो कर जोरिके, पादपद्म शिर नाइ ॥७॥

અર્થ—કોઇ ઉદાર બુદ્ધિવાળા શિષ્યે શ્રીગુરૂને

શરણે જઇને ચરણ કમળમાં મુસ્તક નમાવીને હાથ જોડીને પ્રશ્ન કર્યો. ૭

## शिष्य उवाच.

**भो भगवन मैं कोन यह, संसृति कासैंहो ॥**
**हेतु मुक्तिको ज्ञान घा, कर्म उपासन होई ॥८॥**

અર્થ—હે ભગવન હું કોણ છું, આ સંસાર કોનાથી થાય છે. મુક્તિનો હેતુ જ્ઞાન છે. અથવા કર્મ છે કે ઉપાસના છે અગર કર્મને જ્ઞાન છે કે ઉપાસના અને કર્મ છે. ૮

**सत चित् आनन्द एकतूं, ब्रह्म अजन्म असंग ॥**
**विभु चेतन माया करै, जगको उत्पत्तिभंग ॥९॥**

અર્થ—તું અજન્મ, અસંગ, સચ્ચિદાનંદ એક બ્રહ્મ છે. જે ચેતન વ્યાપક છે. તેને આશ્રયે રહી તેને જ વિષય કરતી માયા જગતની ઉત્પત્તિ અને નાશ કરે છે. ૯

**[illegible]ोक्षको ज्ञान इक, नहिं कर्म नहिं ध्यान ॥**
**[illegible]र्प तबहीं नसै, होय रज्जुको ज्ञान ॥१०॥**

અર્થ—મોક્ષનો હેતુ એક જ્ઞાનજ છે, કર્મ અથવા ઉપાસના નથી, રજ્જુ-દોરડીમાં દેખાતો સર્પ ત્યારેજ નાશ પામે કે જ્યારે રજ્જુનું જ્ઞાન થાય. ૧૦

**शिष्य कह्यो जो तोहि मैं, सर्व वेदको सार ॥**
**लहै ताहि अनयासही, संसृति नसै अपार॥११॥**

અર્થ—હે શિષ્ય મેં તુને જે કહ્યું તેજ સર્વ વેદનો સાર છે. તેણે જાણવાથી અનાયાસેજ અપાર સંસારનો નાશ થઇ જાય છે. ૧૧

**लघु गुरु गुरु लघु होत है, वृत्ति हेतु उच्चार ॥**
**रू व्है अरुकी ठौरमैं, अबकी ठोर वकार ॥१॥**

અર્થ—ઉચ્ચાર કરવા માટે લઘુનો ગુરૂ અને ગુરૂનો લઘુ થાય છે. અરૂને ઠેકાણે રૂ અને અબની જગ્યાએ બનો ઉચ્ચાર થાય છે. ૧

**संयोगी क्ष न क पर ख न, नहि टवर्ग णकार॥**
**भाषामैं ऋ लृ ॡ नहिं, अरु तालव्यशाकार ॥२॥**

અર્થ—ભાષામાં આટલા અક્ષરો નથી. क्ष, ष, ण, ऋ ल ને श તેથી કોઇ કવિ લખે તો અશુદ્ધ કહેવાય. ભાષામાં क्षની જગ્યાએ छ, ष ની જગાએ

ख, णने स्थाने न, ऋना स्थानमां रि, लना स्थानमां लि लखवा जोइए. २

## कवित्व.

दीनताकूं त्यागि नर, अपनो स्वरूप देखि ।
तुं तो शुद्ध ब्रह्म अज, दृश्यको प्रकाशी है ॥
आपनैं अज्ञान तैं, जगत सब तूंही रचै ।
सर्वको संहार करै, आप अविनाशी है ॥
मिथ्या परपंच देखि, दुःख जिन आनि जिय ।
देवनको देव तूंतो, सब सुख रासी है ॥
जीव जग ईश होय, मायासैं प्रभासैं तूंहि ।
जैसैं रज्जु साप सीप, रूप व्है प्रभासो है ॥१२

**અર્થ**—હે મનુષ્ય દીનતાનો ત્યાગ કરી તું તારૂં પોતાનું સ્વરૂપ જો. તું શુદ્ધ બ્રહ્મરૂપ જન્મ રહિત ને દૃશ્યનો પ્રકાશ કરનાર છે. તું પોતાના અજ્ઞાનથીજ સર્વ સંસારને રચે છે. તે સર્વનો તુંજ નાશ કરનાર છે છતાં તું અવિનાશી છે. મિથ્યા પ્રપંચને જોઇને મનમાં જરા પણ દુઃખ માનતો નહિ. માયાના

પ્રભાવથી તું જ જીવ, જગ અને ઇશ્વર થાય છે. જેમ દોરડી સર્પ અને છીપ રૂપું થઇને પ્રકાશે છે તેમ.૧૨

राग जारि लोभ हारि, द्वेष मारवारि ।
घारवार मृग वारि, पारवार पेखिए ॥
ज्ञान भान आनि तम, तम तारि भाग त्याग ।
जीव शिव भेद छेद, वेदन सु लेखिये ॥
वेदको विचार सार, आपकूं संभारि यार ।
टारि दास पास आश ईशकी न देखिये ॥
निश्चल तूं चल न अचल, चल दल छल ।
नभ नील तल मल, तासूं न विशेखिये ॥१३॥

અર્થ—રાગને બાળી, લોભને ટાળી, દ્વેષને કાઢી નાખી, કામને વારીને સંસાર સમુદ્રને વારંવાર મૃગ-વારિ–મૃગતૃષ્ણાના જલસમાન મિથ્યા જાણ. જ્ઞાનનું ભાન લાવીને અંધકારરૂપ અજ્ઞાન છે તેને ટાળી નાખ. ભાગત્યાગલક્ષણાથી જીવ શિવના ભેદને દૂર કરી ચૈતન્યને સારી રીતે ઓળખ. વેદના સારનો વિચાર કરી તારા સ્વરૂપનું સ્મરણ કર. દાસના પાશને તોડીને ઇશ્વરની પણ આશા રાખવી નહિ. હે નિશ્ચલ તું

ચલ નથી પણ અચલ છે. સંસાર મિથ્યા છે. આ-
કાશ નીલરંગનું કે કઢાઇના જેવું ગોળાકાર થાય
છે-જણાય છે એ મિથ્યા છે તેમ સંસાર પણ મિથ્યા
છે તેમાં સત્ય જેવું નહિ. ૧૩

## दोहा.

जाकूं उपमा दीजिये, सो उपमेय बखानि ॥
जाकी उपमा दीजिये, सो कहिये उपमानि ॥२॥

અર્થ—જેને ઉપમા આપવામાં આવે છે તેને
ઉપમેય જાણવું, અને જે વસ્તુની ઉપમા આપવામાં
આવે છે તેને ઉપમાન જાણવું. ૨

## कवित्व.

बंध मोक्ष गेह देह,-ग्यान ज्ञानवान जान ।
राग रु विराग दोइ, धजा फररात है ॥
विष विषै सत्य भ्रम मति बात तात ।
हललात प्रात रात, घरी न ठहरात है ॥
साक्ष्य साक्षी पूतरी, अनूजरी रु उजरीछै ।
देखि रागी त्यागी ललचात जन जात है ॥

**चंचल अचल भ्रम, ब्रह्म लखि रूप निज ।**
**दुःख कूप आनन्द स्वरूपमैं समात है ॥१४॥**

અર્થ—બંધ અને મોક્ષ એ બે ઘર છે. એક (પહેલું) દેહાભિમાનીનું છે, બીજું જ્ઞાનીનું છે. પહેલા ઘર ઉપર રાગરૂપ ધજા ફરકે છે ને બીજા ઉપર વૈરાગ્ય ધજા ફરકે છે. રાગરૂપ ધજાને વિષયો સત્ય છે એવી ભ્રાન્તિ બુદ્ધિ જે પવન તે, અને વિરાગરૂપ ધજાને વિષયો રજ્જુ સર્પની પેઠે ભ્રાન્તિરૂપ મિથ્યા છે એવા નિશ્ચયરૂપ બુદ્ધિવાયું રાતને દિવસ હલાવ્યા કરે છે. ઘડીએક સ્થિર રહેવા દેતા નથી. તેમના અંતઃકરણ રૂપ ઘર ઉપર બે પુતળીઓ છે. અજ્ઞાનીના ઘરમાં સાક્ષ્યરૂપ અને જ્ઞાનીના ઘરમાં સાક્ષી રૂપ પુતળી છે. પહેલી મેલી અને બીજી ઉજળી છે પહેલીને જોઇ રાગી લલચાય છે, બીજીને જોઇ ત્યાગી લલચાય છે. પહેલો પોતાને ચંચળ અને ભ્રમ સ્વરૂપ સમજી દુઃખરૂપ કૂપનાં પડે છે. બીજો પોતાને અચળ બ્રહ્મસ્વરૂપ જાણી આનંદ સ્વરૂપમાં સમાય છે. ૧૪

## दोहा.

त्रिविध लक्षणा कहत है, कोविद बुद्धि निधान ।
जहती अरु अजहती पुनि, भागत्याग मिज जान ॥

અર્થ—બુદ્ધિમાન પંડિતો લક્ષણાના ત્રણ પ્રકારો કહે છે. તે નીચે મુજબ (૧) જહત (૨) અજહત (૩) ભાગત્યાગ. ૧૫

आदि दोइ नहिं संभवै, महावाक्यमैं तात ॥
भाग त्याग तैं रूप निज, ब्रह्म रूप दरसात। १६

અર્થ—હે તાત 'તત્ત્વમસિ' મહાવાકયમાં પ્રથમની બે સંભવતી નથી. પણ ભાગત્યાગરૂપ ત્રીજી લક્ષણા વડે પોતાનું રૂપ બ્રહ્મરૂપ છે એમ સમજાયછે. ૧૬

## शिष्य उवाच.

## अर्धशंकर छंद.

अब लक्षणा प्रभु कहत काकूं, देहु यह समुझाय ॥
पुनि भेद ताके तीनि तिनके, लक्षणहु दरशाय १७

અર્થ—હે પ્રભુ ? હવે લક્ષણા કોને કહે છે તે

મને સમજાવો. તેમજ તેના જે ત્રણ ભેદ છે તેનાં પણ જૂદાં જૂદાં લક્ષણો કહીને બતાવો. ૧૭

## गुरु वाक्य.

श्रुति चित्त निज एकाग्र करि,
अबं शिष्य सूनि मम बानि ।
ज्यूं लक्षणा अरु भेद ताको,
लेहु नीकें जानि ॥
सुनि वृत्ति है द्वै भांति पदकी,
शक्ति तामें एक ।
तहां लक्षणा पुनि जानि दूजी,
सुनहु सो सविवेक ॥ १८ ॥

અર્થ—હે શિષ્ય હવે તું તારા કાન અને મનને એકાગ્ર કરીને મારી વાણી સાંભળ. લક્ષણા અને તેના જે ભેદ છે તેને બરાબર જાણી લે. પદની વૃત્તિ બે પ્રકારની સાંભળી છે. (૧) શક્તિવૃત્તિ ને (૨) લક્ષણાવૃત્તિ. તે વિવેકપૂર્વક સાંભળ. ૧૮

## शक्ति लक्षण.

### दोहा.

**या पदतैं या अर्थकी, व्है सुनतैं हि प्रतीति ॥**
**ऐसी ईच्छा ईछकी, शक्ति न्यायकी रीति १९**

અર્થ—આપદથી અર્થાત ઘટપદથી, આ અર્થની અર્થાત્ કલશ અર્થની સાંભળતાંજ પ્રતીતિ-જ્ઞાન થાય એવી ઈશ્વરની ઇચ્છા તેને ન્યાય શાસ્ત્રમાં શક્તિ કહે છે. ૧૯

### अर्धशंकर छंद.

**सामर्थ्य पदकी शक्ति जानहु, वेदमत अनुसार ।**
**सो वह्नि मैं जिम दाहकी, है शक्ति त्यूं निर्धार २०**

અર્થ—વેદમત પ્રમાણે જે સામર્થ્ય એજ પદની શક્તિ છે. જેમ અગ્નિમાં દાહક શક્તિ છે તે તેનું સામર્થ્ય કહેવાય છે તેમ. ૨૦

### शिष्य उवाच.

**ननु वह्निमैं नहिं शक्ति भासै, वह्नि विन कछु और**
**है हेतुता जो दाहकी, सो वह्निमैं तिहि ठौर ॥**

**इम पदनहूं मैं वर्ण बिन कछु, शक्ति भासत नाहिं**
**या हेतुतैं जो ईश इच्छा, शक्ति मो मति माहिं २१**

અર્થ—અગ્નિમાં તેના સ્વરૂપથી જૂદી કોઇ શક્તિ દેખાતી નથી. ને પૂર્વે કહ્યું કે અગ્નિમાં જે બાળવાનું સામર્થ્ય તે તો અગ્નિમાંજ છે. તેજ રીતે પદમાં પણ અક્ષર વિના બીજી કોઇ શક્તિ દેખાતી નથી. માટે ઇશ્વરની ઇચ્છારૂપ જે શક્તિ તેજ મારી બુદ્ધિમાં પણ ભાસે છે. ૨૧

## गुरुरुवाच.

**प्रतिबंध होत वह्नितैं नहि, दाह उपजै अंग ।**
**उत्तेजक रु जब धरै तब, फिरि दहै वहि स्वसंग ॥**
**व्है वह्निमैं जो हेतुता, तौ दाह व्है सबकाल ।**
**जो नशै उपजै वहि होते, हेतु शक्ति सुबाल २२**

અર્થ—હે પ્રિય. અગ્નિમાં જો પ્રતિબંધ હોય છે તો દાહ ઉત્પન્ન થતો નથી અને ઉત્તેજક ( અગ્નિની દાહક શક્તિ વધારનાર ) જ્યારે સમિપ મૂકવામાં આવે છે ત્યારે અગ્નિ તેમાં (અગ્નિમાં) પડેલા પદાર્થને બાળે છે. જો અગ્નિમાંજ બાળવાની શક્તિ

હોય તો તે સદાકાળ સર્વને બાળે. પણ તેમ બનતું નથી. જ્યારે પ્રતિબંધ હોય છે ત્યારે અગ્નિ બાળતો નથી ને પ્રતિબંધ ન હોય ત્યારે અગ્નિ બાળે છે. એટલે અગ્નિ છતાં જે નાશ પામે છે અને ઉપજે છે તે હે બાલ અગ્નિની દાહક શક્તિ જાણ. ૨૨

शिष रीति यह सब वस्तुमैं तूं, शक्ति लहु पिछानी
बिन शक्ति नहि कछु काज होवै, यह निश्चै मानी ॥

અર્થ—હે શિષ્ય આ પ્રમાણે સર્વ વસ્તુમાં તું શક્તિ સમજી લે. શક્તિ વિના કાંઇ પણ કામ થતું નથી એમ તું નિશ્ચયપૂર્વક જાણી લે. ૨૩

अब शक्ति यामैं है नहिं वह, शक्ति उपजी और ॥
यह शक्तिका पर सिद्ध अनुभव, लोपि है किस ठौर

અર્થ—હવે આમાં શક્તિ નથી, તેનામાં બીજી શક્તિ ઉત્પન્ન થઇ. એવા પ્રકારનો શક્તિનો પ્રસિદ્ધ અનુભવ તે કેવી રીતે લોપ પામે ? ૨૪

जो शक्ति इच्छा ईशकी सो पदनके न नजीक ॥
मत न्यायको अन्याय या विधि, शक्ति जानि अलीक

અર્થ—ઇશ્વરની જે ઇચ્છા શક્તિ છે તે પદની સમીપ હોઇ શકે નહિ ( કારણ ઇશ્વરની ઇચ્છા એ ઇશ્વરનો ધર્મ છે તે તેમાં રહે ) આ રીતે ન્યાયનો મત અન્યાય યુક્ત છે. માટે ઇશ્વરની ઇચ્છાને પદની શક્તિ કહેવી એ જૂઠું છે. ૨૫

योग्यता जो अर्थकी पदमांहि, शक्ति सुदेखि ॥
यूं कहत वैयाकरनभूषन, कारिका हरि लेखि॥२६॥

અર્થ—પદમાં અર્થની જે યોગ્યતા એજ શક્તિ છે. એમ વ્યાકરણ ભૂષણ નામના ગ્રંથમાં હરિકારિકાને આધારે કહેલું છે. ૨૬

## गुरु वाक्य.

सुनी शिष्य वैयाकरन मतमैं, प्रबल दूषन एक ।
सामर्थ्य पदमैं है वा न यह, पूछि ताहि विवेक ॥
भाखै जु है तौ शक्ति मानहु, ताहि लोक प्रसिद्ध ।
कहि नाहि जो असमर्थ पद सो, योग्य व्है यह सिद्ध
असमर्थ हैं पद अर्थ योग्य रु, कहतही सविरोध ।
जांऔर दूषन देखना तौ, ग्रंथ दर्पन शोध॥२८॥

અર્થ—હે શિષ્ય વૈયાકરણ મતમાં એક પ્રબળ દોષ છે તેથી કોઇ વિવેકયુક્ત થઇ એમ પૂછે કે પદમાં સામર્થ્ય છે કે નથી. જો કહે કે પદમાં સામર્થ્ય છે તો તેને કહેવું કે તેજ લોક પ્રસિદ્ધ શક્તિ છે. જો કહે કે પદમાં સામર્થ્ય નથી તો એ પદ અસમર્થ છે એમ સિદ્ધ છે. અસમર્થ પદને અર્થયોગ્ય કહેવું એ તો દેખીતો વિરોધ છે. પદને અસમર્થ કહેવામાં જે બીજાં દૂષણો છે એ જેને જાણવાની ઇચ્છા હોય તેણે 'દર્પણ' નામનો ગ્રંથ જોવો. ૨૭-૨૮

**संबंध पदको अर्थसैं तादात्म्य शक्ति सुवेद ।**
**इम भट्टके अनुसारि भाखत, ताहि भेदाभेद २९**

અર્થ—પદનો અર્થની સાથે જે તાદાત્મ્ય સંબંધ તેને ભટ્ટના મતને માનનારા શક્તિ કહે છે. એમ તું જાણ અને તે તાદાત્મ્યને જ ભેદાભેદ કહે છે. ૨૯

**यह ॐ अक्षर ब्रह्म है यूं, कहत वेद अभेद ॥**
**पुनि बानिमें पद बाहरि, देखियत यह भेद ॥**

અર્થ—આ ૐ અક્ષર બ્રહ્મ છે. એમ વેદ અભેદ કહે છે. અર્થાત્ ૐને બ્રહ્મ અભેદ છે. વળી પદ વાણીની અંદર અને અર્થ વાણીની બહાર પ્રતીત થાય છે આ રીતે ભેદ જોવામાં આવે છે. ૩૦

**ज्ञो गुन गुनी औ जाति व्यक्ती, क्रिया अरु तद्वान ॥**
**संबंध लखि तादात्म्य इनको, कार्य कारन सान ३१**

અર્થ—ગુણ અને ગુણી, જાતિ અને વ્યક્તિ, ક્રિયા અને ક્રિયાવાન્, તથા કાર્ય અને કારણનો તાદાત્મ્ય સમ્બન્ધ છે એમ સમજવું. ૩૧

**एक बस्तुको एकमैं, भेद अभेद विरुद्ध ॥**
**जुक्ति जुक्त यातैं कहत, यह मत सकल अशुद्ध ॥**

અર્થ—એક વસ્તુનો એક જ વસ્તુમાં ભેદ ને અભેદ એ વિરુદ્ધ છે. તેથી યુક્તિપૂર્વક કહે છે કે એ મત સર્વ અશુદ્ધ છે. ૩૨

**प्रनववचमें अरु ब्रह्मको, कह्यो जु वेद अभेद ॥**
**तामैं अन्य रहस्य कछु, लख्यो न भट्ट सु भेद ३३**

અર્થ—વેદમાં ૐ અક્ષર અને બ્રહ્મનો જે અ-

भेद कह्यो छे. तेमां रहस्य कांइ जूदुं छे पण ते अभिप्राय भट्टे जाण्यो नथी. ३३

कहै पद मैं जा अर्थकी, शक्ति शक्य सो जानि ॥
वाच्य अर्थ पुनि कहत तिहि, वाचक पदहिं पिछानि

અર્થ—પદમાં જે અર્થની શક્તિ છે તેને શક્ય જાણવો. શક્યને વાચ્યાર્થ પણ છે. વાચ્ય અર્થને સમજાવનાર જે પદ તેને વાચક કહે છે. ૩૪

## कवित्त.

शक्यको संबंध जो स्वरूप जानि लक्षणको।
लक्षणा सो भान जाको, लक्ष सु पिछानियें ॥
वाच्य अर्थ सारो त्यागी, बाच्यको संबंध जहां।
होइ परतीति तहां, जहती बखानिये ॥
वाच्यजुत वाच्यके संबंधीकाचु ज्ञान होय।
तांहि ठौर लक्षना अजहतीह मानिये ॥
एक वाच्य भाग त्याग होत तहां भागत्याग।
दूजो नाम जहतीअजहती प्रमानिये ॥ ३५ ॥

અર્થ—શક્ય અથવા વાચ્યાર્થની સાથે સમ્બન્ધ તે લક્ષણાનું સ્વરૂપ સમજવું અને લક્ષણાથી જેનું

ભાન થાય તેને લક્ષ જાણવું. વાચ્યના અર્થનો સંપૂર્ણ ત્યાગ કરી, વાચ્યના સંબંધની જ્યાં પ્રતીતિ થાય ત્યાંજ હતી લક્ષણા કહેવી. વાચ્ય અર્થ સહિત વાચ્યના સંબંધીનું જ્ઞાન જ્યાં થાય ત્યાં અજહતી લક્ષણા જાણવી. વાચ્યાર્થના એક ભાગનો ત્યાગ અને એક ભાગનું ગ્રહણ તેનું નામ ભાગત્યાગલક્ષણા અથવા તેનું બીજુનામ જહતીઅજહતી લક્ષણા પણ કહેવાય છે. ૩૫

## दोहा.

सर्व शक्ति सर्वज्ञ विभु, ईश स्वतंत्र परोक्ष ॥
मायी तत्पद वाच्य सो, जामैं बंध न मोक्ष ३६

અર્થ—સર્વ શક્તિરૂપ, સર્વજ્ઞ, વ્યાપક, સ્વતંત્ર. પરોક્ષમાયી ઇશ્વર જે બંધ મોક્ષ રહિત છે તે તત્પદનો વાચ્યાર્થ છે. ૩૬

कहे धर्म जो ईशके, सब तिनतैं विपरीत ॥
कहे जिहि चेतन जीव तिहि, त्वं पद वाच्य प्रतीत

અર્થ—જે ઇશ્વરના ધર્મ કહ્યા તેથી વિરૂદ્ધ એવું જે ચેતન જીવ રૂપે છે તે ત્વંપદનો વાચ્ય અર્થ છે. ૩૭

महावाक्यमैं एकता, व्है दोनोंकी भान ॥
सो न बनै यातैं सुमति, लक्ष्य लक्षणहिं जान ३८

અર્થ—મહાવાક્યમાં તત્પદનને ત્વંપદની એકતાનું ભાન થાય છે. પણ વાચ્યાર્થીની દૃષ્ટિએ તે બની શકે નહિ. માટે હે સુમતિ ત્યાં લક્ષ્ય લક્ષણાજ સમજવી. ૩૮

आदि दोय नहिं संभवै, महावाक्यमैं तात ॥
भागत्याग यातैं लखहु, व्है जातैं कुशलात॥३९॥

અર્થ—હે તાત્ મહાવાક્યમાં પ્રથમની બે ( જહત અને અજહત ) લક્ષણાઓ સંભવતી નથી. માટે તેમાં ભાગત્યાગ લક્ષણા જાણ જેથી વિરોધનો પરિહાર થાય. ૩૯

ज्ञेय जु साक्षी ब्रह्म चित्, वाच्य मांहि सो लीन ॥
मानै जहती लक्षणा, व्है कछु ज्ञेय नवीन ॥४०॥

અર્થ—જ્ઞેય સ્વરૂપ જે સાક્ષી બ્રહ્મ ચેતન છે. તેજ ત્વંપદને તત્પદના વાચ્યમાં પ્રવિષ્ટ છે-પ્રવેશેલ છે જો મહાવાક્યમાંજ હતી લક્ષણા માનીએ તો

(વાચ્યાર્થનો સંપૂર્ણ ત્યાગ કરતાં સાક્ષી બ્રહ્મનો પણ ત્યાગ થાય) જુવો બીજો થ.ય. ૪૦

**वाच्य हु सारो रहत है, जहां अजहती मीत॥**
**वाच्य अर्थ सविरोध यूं, तज हु अजहती रीत**

અર્થ—હે મિત્ર જ્યાં અજહતી લક્ષણા હોય છે ત્યાં વાચ્ય અર્થ સંપૂર્ણ રહે છે, અને મહા વાક્યમાં વાચ્ય અથ વિરોધી છે માટે અજહતી લક્ષણાનો મહાવાક્યમાં ત્યાગ છે. ૪૧

**त्यागि विरोधी धर्म सब, चेतन शुद्ध असंग॥**
**लखहु लक्षनातैं सुमति, भागत्याग यह अंग ४२**

અર્થ—હે અંગ સર્વ વિરોધી ધર્મોનો ત્યાગ કરી જે શુદ્ધ, અસંગ ચેતન સ્વરૂપ છે તેને ભાગ-ત્યાગ લક્ષણાથી જાણ. એનુંજ નામ ભાગત્યાગ છે. ૪૨

**कवित्त.**

**"गंगामैं ग्राम" जहति लक्षना या ठौर लोजे।**
**"सौन धावै" लक्षणा अजहति जनाईये ॥**
**"सोई यह वस्तु" इहां लक्षना है भागत्याग।**

दूजो नाम जहतिअजहति सुनाईये ॥
"तत्त्वमसि" आदि महावाक्यनमैं भागत्याग ।
लक्षना न जहति, अजहति बताईये ॥
ब्रह्म काहु पदको न वाच्य, यूं बखानै वेद ॥
यातैं सर्व पदनमैं रीति, यूं लखाईये ॥४३॥

અર્થ—"ગંગામાં ગામ છે" એ વાક્યમાં જહત લક્ષણા જાણવી. "રાતો દોડે છે" એમાં અજહત લક્ષણા છે. "તેજ આ વસ્તુ" છે ત્યાં ભાગત્યાગ લક્ષણા છે. તેનું બીજું નામ જહતઅજહત પણ છે. तत्त्वमसि મહાવાક્યમાં ભાગત્યાગ લક્ષણા કહેવામાં આવે છે. ત્યાં જહત કે અજહત લક્ષણા ઘટતી નથી. બ્રહ્મ કોઇ પદનો વાચ્ય નથી એમ વેદ કહે છે. આથી સર્વ પદોમાં એજ રીતે જાણવી. ૪૩

मायामांही सत्यता जु, औरभांति भाखियत ।
ब्रह्ममांही सत्यता सु, और भांति भाखिये ॥
दोउ मिलि सत्य पद, वाच्य मुनि भाखत है ।

ब्रह्ममांहि सत्यतासु, लक्ष्य भाग राखिये ॥
बुद्धिवृत्ति संवित है, मिले ज्ञानपद वाच्य ।
संवितस्वरुपलक्ष्य, बुद्धिवृत्ति नाखिये ॥
आत्म औ विषको सुख, वाच्यपद आनन्दको ।
विषैसुख त्यागि आतमसुख लक्षी आखिये ॥४४॥

અર્થ:—માયામાં જે સાપેક્ષ રીતથી સત્યતા કહેવાય છે તેજ સત્યતા બ્રહ્મમાં નિરક્ષેપ કહેવાય છે એ બેઉ મળીસ સત્ય પદના વાચ્ય છે એમ મુનિઓ કહે છે. બુદ્ધિવૃત્તિ અને સંવિત્ એ બેઉ મળી જ્ઞાન પદ વાચ્ય છે તેમાં સંવિત્ એ લક્ષ્ય છે અને બુદ્ધિ વૃત્તિનો ત્યાગ છે. આત્મા અને વિષયનું સુખ મળી આનંદ પદનું વાચ્ય છે. તેમાં વિષય સુખનો ત્યાગ કરી આત્મ સુખનો લક્ષ્ય કરી કહેવું. ૪૮

## दोहा.

एकहि पदमें लक्षना, मानै नहिं विरोध ॥
दोयपदनमें लक्षना, निष्फल कहहु सुबोध ॥४५॥

અર્થ:—એકજ પદમાં લક્ષણા માનવામાં વિરોધ

નથી પણ બેઉ પદમાં લક્ષણા માનવાથી સુજ્ઞો તેને નિષ્ફલ ગણે છે. ૪૫

कवित्व.

लक्षना जो करै एक पदमांहि ताकूं यह ।
पूछि दोय पदनमैं कौनसैमैं लक्षना ॥
प्रथम वा द्वितीयमैं कहै ताहि भाखि यह ।
वाकयनको होयगो, विरोध मूढ लक्षना ॥
तीनिवाक्यमध्य जीव,-वाचक प्रथम पद ।
"तत्त्वमसि" यामैं आदि पद ईश लक्षना ॥
प्रथम वा द्वितीयको, नेम नांहि बनै यातैं ।
भाखत द्वैपनमैं लक्षना सुलक्षना ॥ ४६ ॥

અર્થ—જે એક પદમાં લક્ષણા કહે છે તેને એ પૂછવું જોઇએ કે બેઉ પદમાંથી કયા પદમાં લક્ષણા છે. જો કોઇ પ્રથમ અથવા બીજા પદમાં લક્ષણા કહે તેને કહેવું જોઇએ કે હે મૂઢ પ્રથમ અથવા બીજા પદમાં જો નિયત લક્ષણા સર્વ વાકય-માં માનવામાં આવે તો વાકયોનો પરસ્પર વિરોધ થશે. ત્રણે વાકયોમાં જીવવાચક પ્રથમ પદ છે. અને

તત્ત્વમસિ પદમાં પ્રથમ ઇશ્વરવાચક પદ છે, તેથી પ્રથમ અથવા દ્વિતીયપદમાં લક્ષણાનો નિયમ બની શકે નહિ માટે આચાર્ય બેઉ પદમાં લક્ષણા કહે છે.૪૬

## दोहा.

**ईशपदहिं लक्षक कहै, सब अनर्थकी खानि ॥**
**ज्ञेय होय श्रुतिवाक्यमें, व्है पुरषारथ हानि ॥४७॥**

અર્થ—જો ઇશ પદનેજ લક્ષક કહેવામાં આવે તો સર્વ અનર્થની ખાણ રૂપ જીવ શ્રુતિ વાક્યમાં જ્ઞેય થાય તેથી મોક્ષની હાનિ થાય. ૪૭

**साक्षी त्वं पद लक्ष्य कछु, कैसे ईशस्वरुप ॥**
**यातें दोपद लक्षना, भाखत जतिवर भूप ॥४८॥**

અર્થ-ત્વંપદનું લક્ષ્ય જે સાક્ષી તે ઈશ્વર સ્વરૂપ કેવી રીતે? માટે સંન્યાંસીઓના રાજા-આચાર્ય બેઉ પદમા લક્ષણા કહે છે. ૪૮

**तत् त्वं त्वं तत् रीति यह, सब वाक्यमैं जानि ॥**
**जाते होय परोक्षता, परिच्छिन्नता हानि ॥४९॥**

અર્થ—તત્ત્વં, ત્વંતત્ આ રીત સર્વ વાક્યમાં

જાણી લેવી. એમ થવાથી પરોક્ષતા અને પરિચ્છિન્નતાની હાની થાય છે. ૪૯.

जीव ब्रह्मकी एकता कहत वेद स्मृति बैन ॥
शिष्य तहां पहिचानिये, भागत्यागकी सैन ॥५०॥

અર્થ—હે શિષ્ય વેદ સ્મૃતિ વચનો જીવ બ્રહ્મની એકતા કહે છે ત્યાં સર્વત્ર ભાગત્યાગલક્ષણા જાણવી.૫૦

अस शिष गुरु उपदेश सुनि, भौ तत्काल निहाल
भलै विचारै याहि जो ताके नसत जंजाल ५१

અર્થ—ગુરૂનો ઉપદેશ સાંભળી શિષ્ય તુરતજ કૃતાર્થ થયો. જે કોઇ આનો સારી રીતે વિચાર કરે છે તેની મોહ જાળનો નાશ થાય છે. ૫૧

## सोरठा.

मिथ्यागुरु सुरबानि, कियो ग्रंथ उपदेश यह ॥
सुनत करत तम हानि, यह ताकी भाषा करी ॥

અર્થ—સ્વપ્નના મિથ્યા ગુરૂએ સંસ્કૃત ભાષામાં આ ગ્રંથનો ઉપદેશ અગ્રધદેવને કર્યો. જેને સાંભળવાથી અજ્ઞાનનો નાશ થાય માટે તેની ભાષા કરી છે. ૫૨

दोहा.

अम्रघदेवकुं स्वप्नमें, यह किया गुरु उपदेश ।
नश्यो न वहु दुखमूल वह, मिथ्या बनके वेष ॥

અર્થ—અમ્રઘદેવને સ્વપ્નમાં ગુરૂએ જે ઉપદેશ કર્યો પણ તેના દુઃખનું મૂળ જે મિથ્યા વનનું સ્વપ્ન ન નાશ પામ્યું નહિં. ૫૩

चौपाई.

भगवन यह तुम ग्रंथ पढायो,
अर्थ सहित सो मो हिय आयो ॥
बनदुःख मूल तउ मुहि भासै,
कहु उपाय जातैं यह नासै ॥५४॥

અર્થ—હે ભગવન્ તમે આ ગ્રંથ મને ભણાવ્યો અને અર્થ સહિત તે મારા મનમાં આવ્યો–પસંદ પડ્યો. છતાં વનદુઃખનો હજી મને ભાસ થાય છે માટે આપ તેનો ઉપાય કરો જેથી તેનો નાશ થાય. ૫૪

बोले गुरु सुनि शिषकी बानि,

सुनि शिष कहै जातैं बन हानी ॥
अस उपाय को और नहिं है,
बनका नाशक हेतु यही है ॥ ५५

અર્થ—શિષ્યની વાણી સાંભળી ગુરૂ બોલ્યા. જેથી વનની હાની થાય એવો ઉપાય હું તને કહું છું. તે સાંભળ. એના જેવો બીજો કોઇ ઉપાય નથી એ ઉપાય જ વનના નાશનું કારણ છે. ૫૫

महावाक्यको अर्थ विचारहु,
"मैं अग्रच" यूं टेरि पुकारहु ॥
सुनि पुनि वाक्य विचारे चेला,
"अहं अग्रच" यह दीनो हेला ॥५६॥

અર્થ—તું મહાવાક્યનો વિચાર કર, 'હું અગ્રચ' એમ હોકારીને જોરથી બોલ, આ રીતની ગુરૂની વાણી સાંભળી વિચાર કરી શિષ્ય જોરથી બોલ્યો કે 'હું અગ્રચ છું' ૫૬.

निद्रा गई नैन परकासे,
बन गुरु य सबै वह नासे ॥

भयो सुखी वन दुःख बिसरायो,
हुतो अग्रध निजरूप सु पायो ॥५७॥

અર્થ—એથી નિદ્રાનો નાશ થયો, આંખો ઉઘડી ગઇ એટલે વન. ગુરૂ, ગ્રંથ તે સર્વ નાશ પામી ગયું. તે સુખી થયો અને વનનું દુઃખ ભૂલી ગયો. જે અગ્રધ હતો તે પોતાના મૂળરૂપને પામ્યો. ૫૭

दोहा.

अग्रघदवमें नींदतैं, भौ वनदुःख जिहि रीति ॥
आतममैं अज्ञानतैं, त्यूं जग दुःख प्रतीति ॥५८॥

અર્થ—જે રીતે નિદ્રા વડે અગ્રધદેવમાં વન-દુઃખ થયું તેજ રીતે આત્મામાં અજ્ઞાનથી જગ-દુઃખની પ્રતીતિ થાય છે. ૫૮

ज्यूं मिथ्या गुरु ग्रंथ तैं, मिथ्या वन संहार ॥
त्युं मिथ्या गुरु वेदतैं, मिथ्या जग परिहार ॥५९॥

અર્થ—જેમ મિથ્યા ગુરૂથી અને ગ્રંથથી મિથ્યા વનનો નાશ થાય છે તેમજ મિથ્યા ગુરૂવેદથી મિથ્યા જગનો પરિહાર થાય છે. ૫૯

लक्षअर्थ लखि वाक्यको, व्है जिज्ञासु निहाल ॥
निरावरण सो आप है, दादू दीनदयाल ॥६०॥

અર્થ મહા વાક્યના લક્ષ્યાર્થને જાણીને જિજ્ઞાસુ કૃતકૃત્ય થાય છે. દીનદયાલ દાદુ તે નિરાવરણ સ્વરૂપ પોતેજ છે. ૬૦

---

# सप्तमस्तरंगः

## दोहा.

उत्तम मध्यम कनिष्ठ तिहु, सुनि अस गुरुउपदेश॥
लह्या आत्म उत्तम लख्यो, रह्यो न संशय लेश ॥१॥

અર્થ—શ્રીગુરૂના એવા પ્રકારના ઉપદેશને સાંભળી ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રણે અધિકારીઓએ આત્મા બ્રહ્મરૂપ છે એમ જાણ્યું. તેમના મનમાં જરાએ સંશય રહ્યો નહિ. ૧

भ्रमन करत ज्यूं पवनतैं, सूको पीपर पात ॥
शेष कर्म प्रारब्धतैं, क्रिया करत दरशात ॥२॥

જેમ પીપળાનું સૂકું પાન પવનમાં ભ્રમણ કરે તેમ, જ્ઞાની પ્રારબ્ધ કર્મ જે શેષ છે—ભોગવવાં બાકી છે—તેને લઇને ક્રિયા કરતો દેખાય છે. ૨

**कबहुक चढि रथ बाजि गज, बागबगीचे देखि ॥**
**नग्न पाद पुनि एकले, फिर आवत तिहि लेखि ३**

અર્થ—કોઇ વખત રથ, ઘોડા ને હાથી ઉપર બેસે છે. કોઇ વખત બાગ બગીચામાં ફરે છે. ને કોઇ વખત ઉઘાડે પગે એકલો ફરતો પણ દેખાય છે ૩

**विविधवेश सज्या शयन, उत्तमभोजन भोग ॥**
**कबहुक अनशन गिरि गुहा, रजनि शिला संयोग४**

અર્થ—જૂદા જૂદા વેશ, સુવાને શય્યા, ઉત્તમ ભોજનના ભોગ જ્ઞાનીને મળે છે અને કોઇ વખત ખાધા વિના પર્વતની ગુફામાં પત્થર પર પણ પડી રહેવું પડે છે. ૪

**करि प्रनाम पूजन करत, कहुँ जन लाख हजार ॥**
**उभैलोकतैं भ्रम लखि, कहत कर्मि धिक्कार ॥५॥**

અર્થ—કોઇ સ્થળે લાખો મનુષ્યો પ્રણામ કરી જ્ઞાનીનું પૂજન કરે છે. અને કર્મકાંડીઓ ઉભય લોકથી

ભ્રષ્ટ સમજી તેનો ધિક્કાર કરે છે. ૫

**जो ताकी पूजा करत, संचित सुकृत सुलेत ॥**
**दोष दृष्टि तिहि जो लखै, ताहि पापफल देत ६**

**અર્થ**—જે તેમની (જ્ઞાનીની) પૂજા કરે છે તે સંચય કરેલા પુન્યને લેછે. અને જે દોષદૃષ્ટિથી તેમને જુએ છે તે પાપફળ લેછે. ૬

**ऐसै ताके देहको, बिना नियम व्यवहार ॥**
**कबहु न भ्रम संदेह वै, लह्यो तत्त्व निर्धार ॥७॥**

**અર્થ**—જીવનમુક્તના દેહનો નિયમવિનાનો વ્યવહાર છે. તેમણે તત્ત્વનો સંપૂર્ણ નિશ્ચય કરેલો હોવાથી તેમને કોઇ પ્રકારની ભ્રાન્તિ કે સંદેહ રહેતો નથી. ૭

**नाहि ताकूं कर्त्तव्य कछु, भयो भेदभ्रम नाश ॥**
**उपज्यो बेदप्रमानतैं, अद्वय ब्रह्मप्रकाश ॥ ८ ॥**

**અર્થ**—તેને કોઇ પ્રકારનું કર્તવ્ય છે જ નહિ. કારણ કે તેની ભેદ ભ્રાન્તિ નાશ પામી ગઇ છે. વેદનાં પ્રમાણથી તેને અદ્વયબ્રહ્મનો પ્રકાશ થયો છે. ૮

**ज्ञानीके व्यवहारमैं, कोउ कहत है नेम ॥**
**त्रिपुटि तजै दुःख हेतु लखि, लहै समाधि सप्रेम ९**

અર્થ—કોઇ જ્ઞાનીના વ્યવહારમાં નિયમ કહે છે. દુઃખનું કારણ જાણી ત્રિપુટીનો ત્યાગ કરે ને પ્રેમ-યુક્ત થઇ સમાધિ સ્વીકારે. ૯

**व्है किंचित व्यवहार जो, भिक्षासन जलपान ॥**
**भूले नांहि समाधि सुख, व्है त्रिपुटीतैं ग्लान १०**

અર્થ—ભિક્ષા ખાવાનો તથા જલપાન કરવાનો કિંચિત્ વ્યવહાર જ્ઞાનીનો જે થાય છે તેમાં તે સમાધિ સુખને ભૂલી જતો નથી કે ત્રિપુટીથી તેને ગ્લાનિ થાય. ૧૦

**लहै प्रयत्न समाधिको, पुनि ज्ञानी इह हेत ॥**
**जो समाधिसुख तजि भ्रमत, नर कूकर खर प्रेत ११**

અર્થ—ત્રિપુટીથી ગ્લાની થવાનો પ્રસંગ ન આવે તેટલા માટે જ જ્ઞાની પુરૂષ સમાધિનો પ્રયત્ન કરે છે. જે તે સુખનો ત્યાગ કરીને ભ્રમણ કરે છે. તે મનુષ્ય, કૂતરા, ગધેડા પ્રેત–ભૂત જેવો છે. ૧૧

गौडपादमुनि कारिका, लिख्यो समाधिप्रकार ॥
ज्ञानी तजी विक्षेप यूं, लहै सकल सुखसार १२

અર્થ—શ્રીગૌડપાદ મુનિએ પોતાની કારિકામાં સમાધિ પ્રકાર લખ્યો છે. જ્ઞાની વિક્ષેપનો પરિત્યાગ કરી સર્વ સુખના સારને ગ્રહણ કરે. ૧૨

अष्टअंग बिन होत नहिं, सो समाधिसुख मूल ॥
अष्टअंग ते अब सुनो, जे समाधि अनुकूल ॥१३॥

અર્થ—અષ્ટાંગ યોગ વિના તે સુખ મૂલ સમાધિ થતી નથી. જે સમાધિને અનુકૂળ આઠ અંગ છે તે હવે સાંભળ. ૧૩

पांच पांच यम नियम लखि, आसन बहुत प्रकार ॥
प्राणायाम अनेक विध, प्रत्याहार विचार ॥१४॥

અર્થ—પાંચ પ્રકારના યમ. પાંચ પ્રકારના નિયમ બહુ જાતના આસન તથા અનેક વિધિ પ્રાણાયમને પ્રત્યાહાર છે. ૧૪

छठो धारना ध्यान पुनि, अरु सविकल्प समाधि ॥
अष्टअंग ये साधिके, निर्विकल्प आराधि ॥१५॥

અર્થ—છઠ્ઠી ધારણાને સાતમું ધ્યાન અને આઠમી સવિકલ્પસમાધિ એ આઠ અંગને સિદ્ધ કરી નિર્વિકલ્પની તું આરાધના કર ૧૫

मुनि समाधि कर्त्तव्यता, तत्त्व दृष्टि हसि देत ॥
उत्तर कछु भाखत नहिं, लखितिहि बकत सप्रेत ॥

અર્થ—આ પ્રમાણે સમાધિરૂપ કર્તવ્યતા સાંભળી તત્ત્વદૃષ્ટિ હસે છે. પણ ભૂતના આવેશવાળાના જેવો આ બકવાટ સાંભળી કાંઇ ઉત્તર આપતો નથી. ૧૬

भ्रमन करत कछु काल यूं, तत्त्वदृष्टिसुज्ञान ॥
भोगो निजप्रारब्ध तब, लीन भये तिहिंप्रान १७

અર્થ—એ રીતે કેટલોક કાળ ભ્રમણ કરતાં જ્ઞાની તત્ત્વદૃષ્ટિએ પોતાના પ્રારબ્ધનો ભોગ ભોગવ્યો છે. ટે તેનાં પ્રાણ આત્મામાં લય પામી ગયાં ૧૭

दूजो शिष्य अदृष्ट तिहि, गंगातट शुभथान ॥
देश इकंत पवित्र अति, कियो ब्रह्मको ध्यान १८

અર્થ-બીજો શિષ્ય જે અદૃષ્ટિ હતો તેમણે ગંગાનાં કિનારા પર પવિત્ર એકાન્ત દેશમાં બેસીને બ્રહ્મનું ધ્યાન કર્યું. ૧૮

शास्त्ररीति तजि देहकूं, पूरब कह्यो जु राह ॥
जाय मिल्यो सो ब्रह्मत, पायो अधिक उछाह ॥१९॥

અર્થ—શાસ્ત્ર રીતિથી દેહનો ત્યાગ કરીને પૂર્વે કહેલા ઉત્તરાયણ માર્ગથી તે જઈ બ્રહ્મમાં મળ્યો ત્યાં તેને અધિક ઉત્સાહ થયો. ૧૯

तर्कदृष्टि पुनि तीसरो, लहि गुरुमुख उपदेश ॥
अष्टादशप्रस्थान जिन, अवगाहन करी बेस ॥२०॥

અર્થ—વળી ત્રીજો જે તર્કદૃષ્ટિ નામનો શિષ્ય હતો તેણે ગુરુદ્વારા ઉપદેશ ગ્રહણ કરીને જે અઢાર વિદ્યાનાં પ્રસ્થાન કહેવાય છે તેનો સારી રીતે અભ્યાસ કર્યો. ૨૦

जेति बानी बैखरी, ताको अलं पिछान ॥
हेतु मुक्तिको ज्ञान लखि, अद्वय निश्चयज्ञान ॥२१॥

અર્થ—જેટલી વૈખરી વાણી છે તેને સંપૂર્ણ સમજી મુક્તિમા હેતુ જ્ઞાન છે એમ સમજી અદ્વિતીય જ્ઞાન નિશ્ચય છે એમ ધાર્યું. ૨૧

सुनि प्रसिद्ध विद्वान पुनि, मिल्यो आप तिहि जाय ॥
निश्चय अपनो तांहि तिहि, दीनो सकल सुनाय २२

અર્થ—એક વિદ્વાનની પ્રસિદ્ધિ સાંભળી તર્કદૃષ્ટિ, જઇને તેને મળ્યો, તેણે પોતાનો નિશ્ચય તેને સંભળાવ્યો, ૨૨

**तर्कदृष्टिके बैन सुनि, सो बोल्यो बुध संत ॥**
**जो मोसूं तैं यह कह्यो, सोइ मुख्यसिद्धांत ॥२३॥**

અર્થ—તર્કદૃષ્ટિનાં વચન સાંભળીને તે જ્ઞાની સંત બોલ્યા તેં મને જે સિદ્ધાંત કહ્યો તેજ મુખ્ય સિદ્ધાંત છે. ૨૩

**संशय सकल नशाय यूं, लख्यो ब्रह्म अपरोक्ष ॥**
**जग जान्यो जिन सब असत, तैसैं बंध रु मोक्ष २४**

અર્થ—આ પ્રમાણે સર્વ સંશયને દૂર કરીને તેણે અપરોક્ષ બ્રહ્મને ઓળખ્યા અને જગત્ બંધ તથા મોક્ષ એ સર્વને મિથ્યા સમજ્યો. ૨૪

**शेष रह्यो पारब्ध यूं, इच्छा उपजी येह ॥**
**चलि तत्कालहि देखिये, जननीजनक जुत गेह २५**

અર્થ—તેનાં શેષ પ્રારબ્ધ હોવાથી એવી ઇચ્છા થઇ કે ઘેર જઇને માતા પિતાનાં દર્શન કરૂં. ૨૫

पुत्र गये लखि गेहतैं, पितु चित उपज्यो खेद ॥
सूनो राज न तिनि तज्यो, नहिं यथार्थ निर्वेद २६

અર્થ—પુત્રો ઘરમાંથી ગયા એમ જાણીને પિતાના મનમાં ખેદ ઉપજ્યો તેણે તેનું રાજ જાણીને તેનો ત્યાગ કર્યો નહિ કારણ કે તેને બરાબર વૈરાગ્ય થયો નહોતો. ૨૬.

## चौपाई.

शुभसंतति पितु सो बडभागा,
भयो प्रथम तिहि मंद विरागा ॥
जिज्ञासा उपजी यह ताकूं,
देव ध्येय को ध्याऊ जाकूं ॥ २७ ॥

અર્થ—ભાગ્યશાળી તે શુભસંતતિ પિતાને પ્રથમ મંદ વૈરાગ થયો. તેને એવી ઇચ્છા થઇ કે ધ્યાન કરવા યોગ્ય દેવ કયા છે કે જેની હું ઉપાસન કરૂં ૨૭

पंडित निरनो करन बुलाये,
यथा योग्य आसन बैठाये ॥
प्रश्न कियो यह सबके आगे,
अस को देव न सोवै जागै ॥ २८ ॥

અર્થ—તેનો નિર્ણય કરવાને સર્વ પંડિતોને બોલાવ્યા, ને સર્વને યોગ્યતા પ્રમાણે આસન આપ્યાં પછી સર્વની પાસે એવો પ્રશ્ન કર્યો કે એવો દેવ કોણ છે જે સુતો નથી પણ જાગે છે. ૨૮

पुरुषारथं हित जन जिहि जाचै,
भक्तिमानके मनमे राचै ॥
सुनि यह पृथिवीपतिकी बानी,
इक तिनमैं बोल्यो सु ज्ञानी ॥ २९ ॥

અર્થ—જેને મનુષ્યો મોક્ષને માટે યાચે, વળી જે દેવ ભક્તિમાન માણસોના મનમાં શોભે છે. રાજાની આવા પ્રકારની વાણી સાંભળીને તેમાં જે એક જ્ઞાની હતો તે બોલ્યો. ૨૯

सुन राजा तुहि कहुं सु देवा,
शिव विरंचि लागे जिहि सेवा ॥
शंख चक्र धारी हितकारी,
पद्म गदाधर पर उपकारी ॥ ३० ॥

અર્થ—હે રાજાતે દેવ કયા છે તે હું તને કહું

છું તે સાંભળ, શિવ અને બ્રહ્મા જેની સેવા કરે છે. આ દેવ શંખ, ચક્ર, ગદા અને પદ્મને ધારણ કરનાર, હિતકારીને પરોપકારી છે. ૩૦

मंगलमूर्ति विष्णु कृपालू,
　　निज सेवक लखि करत निहालू ॥
शक्ति गनेश सूर शिव जे हैं,
　　सर्व आज्ञा ताकीमें ते हैं ॥ ३१ ॥

અર્થ—આ વિષ્ણુ ભગવાનકલ્યાણ સ્વરૂપ છે અને પોતાના સેવકને જોતાંજ નિહાલ કરે છે. શક્તિ, ગણેશ, દેવ અને શિવ તેઓ સર્વ તેની આજ્ઞામાં રહે છે. ૩૧

भारत सकल ग्रंथ यह भाखे,
　　परम पुरान तापनी आखे ॥
विष्णुरूपतैं उपजत सबही,
　　परै भीर जवैं तिहि तबही ॥ ३२ ॥

અર્થ—તેના પ્રમાણમાં; આખું મહાભારત તથા પદ્મપુરાણ તથા નૃસિંહતાપની અને ગોપાલતાપની છે. શ્રીવિષ્ણુ સ્વરૂપમાંથીજ સર્વ ઉત્પન્ન થાય છે. જયારે

ભીડ પડે છે ત્યારે સર્વ એની યાચના કરે છે. ૩૨

विविध वेषको धरि अवतारा,
सब देवनकूं देत सहारा ॥
यातैं ताकी कीजे पूजा,
विष्णु समान सेव्य नहि दूजा ॥३३॥

અર્થ—તે અનેક પ્રકારના અવતાર ધારણ કરી દેવોને સહાય આપે છે. માટે આ દેવની પૂજા કરવી જોઇએ. વિષ્ણુ જેવો બીજો કોઈ સેવ્ય નથી. ૩૩

विष्णु भक्त शिव उत्तम कहिये,
तथापि सेव्य वरूप न लहिये ॥
रूप अमंगल शिवको शब सम,
ध्यान करैं नहिं ताको यूं हम ॥३४॥

અર્થ—શિવ વિષ્ણુના ભક્ત છે તેથી તે ઉત્તમ ખરા તથાપિ તે સેવ્ય સ્વરૂપ નથી. શિવનું સ્વરૂપ શબ-મડદા જેવું અમંગલ છે તેથી અમે તેમનું ધ્યાન કરતા નથી. ૩૪

राख डमरु गज चर्म कपाला,
धरै आप किहिं करै निहाला ॥

ताको पूत गनेशहु तैसो,
रूप विलक्षण नरपशु जैसो ॥ ३५ ॥

અર્થ—જે શિવ શરીરે રાખ ચોળે છે, ડમરૂ રાખે છે, હાથીનું ચામડું ઓઢે છે. તથા કપાલ ધારણ કરે છે, તે બીજાને શું નિહાલ કરે ? તેમજ શિવનો પુત્ર પણ ગણેશ નરપશુ જેવો રૂપે વિલક્ષણ છે ૩૫

शठ हठतें ध्यावत जो देवी,
ता सम रूप धरत तिहि सेवी ॥
तिय निंदित अशुची न पवित्रा,
औगुन गिनै न जात विचित्रा ॥३६॥

અર્થ—જે શઠ હઠથી દેવીનું ધ્યાન કરે છે. તે સેવક તેના જેવું રૂપ ધારણ કરે છે. તે સ્ત્રી નિંદિત, અશુચી તથા અપવિત્ર છે. તેમાં એટલા તો વિચિત્ર અવગુણો છે કે જે ગણી શકાય તેમ નથી. ૩૬

कपट कुटको आकर कहिये,
पराधीन निज तंत्र न लहिये ॥
ऐसो रूप जु चहिये जाकूं,
सो सेवहु नरवर सम ताकूं ॥ ३७ ॥

અર્થ—તે દેવી કૂટ કપટની ખાણ છે. તે પરાધીન છે કોઇ બાબતમાં સ્વતંત્ર નથી. જેને એવું રૂપ જોઇતું હોય તે ખર જેવો નર તેની સેવા કરે. ૩૭

भ्रमत फिरे निशादिन यह भानू,
रहत न निश्चल छन इक थानु ॥
भ्रमतो फिरे उपासक ताको,
तिहि समान सेवक जो जाको ॥३८॥

અર્થ—આ સૂર્ય રાત્રિ દિવસ ભમ્યા કરે છે. તે એક ક્ષણ પણ સ્થિર રહેતો નથી. તેનો ઉપસક પણ રાત દિવસ ભમ્યા કરે છે. તેનો જે સેવક તે, તેના જેવોજ છે. ૩૮

मान देव यातें सव त्यागे,
सेवनीय इक हरि नित जागै ॥
पूजन ध्यान विधि को है,
नारदपंचरात्रमें सो है ॥ ३९ ॥

અર્થ—તેથી બીજા સર્વ દેવનો ત્યાગ કરી શ્રીહરિનીજ સેવા કરવી તેજ નિત્ય જાગે છે. તેમનું

પૂજન ધ્યાન વિગેરે કરવાનો જે વિધિ છે તે નારદ પંચરાત્રમાં આવેલ છે. ૩૯

शिवसेवक मुनि सुनि तिहि बैना,
क्रोध सहित बोल्यो चल नैना ॥
सुन राजन बानी इक मोरी,
जामैं बचन प्रमाण करोरी ॥ ४० ॥

અર્થ—શિવનો સેવક મુનિ આ વાત સાંભળી ક્રોધયુક્ત થઇ આંખો ચઢાવી બોલી ઉઠ્યો કે હે રાજન મારી એક વાણી સાંભળ કે જેમાં કોટી વચનો પ્રમાણરૂપ છે. ૪૦

शिव समान आन को कहिये,
मांगे देत जा हि जो चहिये ॥
सब बिभूति हरिकूं दै मागी,
धरत विभूति आप नित त्यागी ॥४१॥

અર્થ—શિવનાં જેવો બીજા કોને કહીએ, જેને જે જોઇએ તે માગે તો તુરત તે આપે છે. પોતાની સર્વ સંપત્તિ હરિને માગી આપી છે અને પોતે નિત્ય ત્યાગી રહીને વિભૂતિ-ભસ્મ ધારણ કરે છે, ૪૧

चर्म कपाल हेतु इहि धारै,
सम नहिं उत्तम अधम विचारै ॥
नग्न रहत उपदेशत येही,
नहिं विरागसम सुख व्है केहि ॥४२॥

અર્થ—આ દેવ સર્વ વસ્તુમાં સમભાવ રાખે છે. કોઇને અધમ ઉત્તમ ગણતા નથી માટે ચર્મ અને કપાલ ધારણ કરે છે. નગ્ન રહીને સર્વને એ ઉપદેશ આપે છે કે વિરાગ સમાન કશામાં સુખ નથી. ૪૨

सद्व्रत ऐसो दे भारी,
काशीपुरी मरे नरनारी ॥
सो सायुज्य मुक्तिकूं जावै,
गर्भवास संकट नहि पावै ॥ ४३ ॥

અર્થ—અને તેમણે એક ભારે સદાવ્રત રાખ્યું છે તે એ છે કે જે સ્ત્રી અથવા પુરૂષ કાશીપુરીમાં મરણ પામે તેને સાયુજ્ય મુક્તિ આપે છે તે ફરીને ગર્ભવાસનું સંકટ પામતાં નથી. ૪૩

शिवसमान नरनारी ते सब,
लहत बहु दिव्य भोग सगरे तब ॥
करत आप अद्वय उपदेशा,
तजत लिंग यूं ब्रह्म प्रवेशा ॥ ४४ ॥

અર્થ—તે સર્વ નરનારી શિવ સમાન થાય છે. તથા બહુ દિવ્ય ભોગ ભોગવે છે તે પોતે અદ્વય બ્રહ્મનો ઉપદેશ કરે છે. સૂક્ષ્મ શરીરનો ત્યાગ કર્યા પછી બ્રહ્મને વિષે પ્રવેશ કરે છે. ૪૪

ऊचनीच रंचहु नहि देखै,
मुक्ति सबनकूं दे इक लेखै ॥
शिव समान राजन को दाता,
भक्त अभक्त सबनको त्राता ॥ ४५ ॥

અર્થ—તે કોઇને ઊંચ અથવા નીચ જોતા નથી, સર્વને એક સરખી મુક્તિ આપે છે. હે રાજન શિવના સમાન કોઇ દાતા નથી. તે તો ભક્ત અને અભક્ત સર્વનું રક્ષણ કરે છે. ૪૫

विष्णु स्वभाव सुन्यो हम ऐसो,
जगमैं मन मोहत है तैसो ॥

त्राता भक्त अभक्त न त्राता,

यह प्रसिद्ध सब जगमें नाता ॥ ४६ ॥

અર્થ—અમે વિષ્ણુનો સ્વભાવ તો સંસારના સાધારણ મનુષ્ય જેવો છે, એમ સાંભળ્યું છે, તે ભક્તોનું રક્ષણ કરે છે અભક્તોનું નહિ. એવો નાતો તો સર્વ સંસારમાં પ્રસિદ્ધ છે. ૪૬

हरिसेवक हर सेव्य बखान्यो,

रामचन्द्र रामेश्वर मान्यो ॥

स्कंदपुरान व्यास बहु भाख्यो,

हरि सेवक हर सेव्यहि राख्यो ॥ ४७ ॥

અર્થ—હરિ સેવક છે ને મહાદેવ સેવ્ય છે તેથી રામચન્દ્ર રામેશ્વરને માને છે અને શ્રીવ્યાસે પણ સ્કંદ-પુરાણમાં હરિ સેવક ને મહાદેવ સેવ્ય રૂપ છે એમ બહુ પ્રકારે કહ્યું છે. ૪૭

कह्यो जु भारत पद्मपुराना,

सब देवनतैं हरि अधिकाना ॥

भारत तात्पर्य नहि देख्यो,

जो अप्पय दीक्षित बुद्ध लेख्यो ॥४८॥

અર્થ—ભારત અને પદ્મપુરાણમાં સર્વ દેવથી હરિને અધિક કહ્યા છે. પણ એવું સમજનારા ભારત તાત્પર્યને જાણતા નથી. જે બુદ્ધિમાન્ અપ્પય દીક્ષીતે જાણ્યુ છે. ૪૮

शिव सबको प्रतिपाद्य बखान्यो,
भक्तनमैं उत्तम हरि गान्यो ॥
ईश देव पद सबमैं कहिये,
महत सहित इक शिवमैं लहिये ॥४९॥

અર્થ—સર્વએ શિવને પ્રતિપાદ્ય કરેલ છે, અને ભક્તમાં હરિને ઉત્તમ ગણ્યાછે. ઇશ અને દેવ એવું પદ સર્વને લગાડાય છે પણ મહત્ પદ તો શિવનેજ લગાડવામાં આવે છે. ૪૯

शिवतैं भिन्न अशिव जो कहिये,
तिहिं तजि शिव कल्यानहि लहिये ।
जलशायी जिहि नाम बखान्यो,
सो जागे यह मिथ्या गान्यो ॥ ५० ॥

અર્થ— શિવથી જે ભિન્ન તે અશિવ કહેવાય

છે. માટે અશિવનો ત્યાગ કરી શિવ-કલ્યાણને ભજો. વિષ્ણુ શેષપર સુવે છે તે જળશાયી કહેવાય છે તેને દેવ જાગે છે એમ કહેવું મિથ્યા છે. ૫૦

विख लख जब सबकूं उपज्यो डर,
निर्भय किये सकल गर धरि गर ॥
जाको पूत गनेस कहावै,
विघ्नजाल तत्काल नसावै ॥ ५१ ॥

અર્થ—વિષ-ઝેર-જોવાથી જ્યારે સર્વને ભય ઉત્પન્ન થયો ત્યારે મહાદેવે કંઠમાં વિષને ધારણ કરીને સર્વને નિર્ભય કર્યા. આ મહાદેવના પુત્ર ગણેશ છે તે સર્વ વિઘ્નના ટાળવાવાળા છે. ૫૧

कारजमैं कारन गुनहोवै,
यूं शिव विघ्न मूलतैं खोवै ॥
जन्म मरन दुःख विघ्न कहावै,
तिहिं समूल शिवध्यान नसावै ॥५२॥

અર્થ—કાર્યમાં કારણના ગુણ હોય છે. તેમ શિવ મૂળથીજ વિઘ્ન નાશ કરે છે. જન્મ મરણનાં જે દુઃખ તે વિઘ્ન કહેવાય છે શિવનું ધ્યાન તેનો

સમૂળ નાશ કરે છે. પર

सेवन योग्य सदाशिव एका,
जागै सहित समाधि विवेका ॥
तंत्रपाशुपत रीति जु गावे,
त्यूं पूजनकरी ध्यान लगावैं ॥ ५३ ॥

અર્થ—એક સદાશિવજ સેવા કરવા યોગ્ય છે. તેજ દેવ વિવેક સમાધિ સહ જાગે છે. પાશુપતતંત્ર પ્રમાણે તેને ગાય અને પૂજન કરીને ધ્યાન લગાવે—ધ્યાન કરે. ૫૩

नारदपंचरात्र मत झूठो,
यह परिमल परसंग अनूठो ।
यातैं शिव सेवा चित्त लावे,
पुरुषारथ जो चहै सुपावै ॥ ५४ ॥

અર્થ—નારદપંચરાત્રનો મત જૂઠો છે. સૂત્રભાષ્યની પરિમલ નામની ટીકામાં ખંડન કર્યું છે માટે શિવની સેવામાં મન લગાડવું. તેથી જે મુક્તિને ઇચ્છે છે તેને તે મળે છે. ૫૪

शिवको पूत गणेश बतायो,

कारन गुन कारजमैं गायो ॥
सुनि गनेशको पूजक बोल्यो,
अस किये कोप सिंहासन डोल्यों ॥५५॥

અર્થ—ગણેશ મહાદેવનો પુત્ર છે. કારણના ગુણ કાર્યમાં આવે છે એમ કહ્યું તે સાંભળી ગણેશનો ઉપાસક બોલ્યો. તેમના કોપથી તો સિંહાસન ડોલી ઉઠયું ૫૫

राजन सुन दोनूं ये झूठे,
वचन सत्य सम कहत अनूठे ॥
शिवको पूत गनेश बतावै,
पराधीनता तामैं गावै ॥५६॥

અર્થ—હે રાજન એ બેઉ જૂઠા છે. સત્યના જેવું પણ અસત્ય બોલે છે. કારણ કે તેઓ ગણેશને શિવપુત્ર કહી તેમની પરાધીનતા બતાવે છે. ૫૬

कहुं प्रसंग सुनहु इक ऐसो,
लिख्यो व्यासभगवतमुनि जैसो ॥
चढै त्रिपुर मारनकूं सारै,
हरिहर सहित देव अधिकारै ॥५७॥

અર્થ—ભગવાન વ્યાસમુનિએ જેવો પ્રસંગ લખેલ છે તે કહું છું તે તું સાંભળ. એક વખત ત્રિપુરાસુરને મારવા હરિહર સહિત સર્વ દેવો ચડયા. ૫૭

नहिं गनशाको पूजन कीनो,
त्रिपुर न रंचहु तिन तैं छीनो ॥
पुनि पछिताय मनाय गणेशा,
त्रिपुर विनाश्यो रह्यो न लेशा ॥५८॥

અર્થ—તેઓએ ગણેશનું પૂજન કર્યું નહોતું, તેથી તેઓ દૈત્યને મારી શક્યા નહિ. તેથી પસ્તાવો કરી પાછા આવી ગણેશનું પૂજન કર્યું ત્યારે ત્રિપુરાસુરનો નાશ કર્યો. તે જરાપણ બાકી રહ્યો નહિ. ૫૮

भये समर्थ किये जिहि पूजा,
सेवन योग्य सु इक नहिं दूजा ॥
राम पूत दशरथको जैसे,
विघ्न हरन शिवको सुत तैसे ॥५९॥

અર્થ—જેની પૂજા કરવાથી શિવ વિષ્ણુ શક્તિવાળા થયા તેજ એક દેવ પૂજા કરવા યોગ્ય છે,

બીજા નહિ. જેવી રીતે દશરથના પુત્ર શ્રીરામચન્દ્ર છે તેવી રીતે શ્રીવિઘ્નહર મહાદેવનાપુત્ર છે. ૫૯

**व्यास गनेश पुरान बनायो,**
**सबको हेतु गनेश बतायो ॥**
**हरि हर विधि रवि शक्ति समेता,**
**तुंडीतैं उपजत सब तेता ॥ ६० ॥**

અર્થ—શ્રીવ્યાસે ગણેશ પુરાણ બનાવ્યું છે. તેમાં સર્વનું કારણ ગણેશ છે એમ કહેલું છે. વિષ્ણુ શિવ, બ્રહ્મા, સૂર્ય, શક્તિ આદિ સર્વ ગણપતિથી ઉત્પન્ન થએલાં છે. ૬૦

**करत ध्यान जिहि क्षण जन मनमैं,**
**नासत विघ्न प्रधान गननमैं ॥**
**विघ्नहरन यूं जागत निशदिन,**
**भक्ति सहित सबहु तिहिं अनछिन ॥६१॥**

અર્થ—માણસ એક ક્ષણ પણ તેનું મનમાં ધ્યાન કરે તો તેનો સર્વ વિઘ્ન સમૂલ નાશ પામે છે. આ રીતે વિઘ્ન હરણ કરનાર ગણપતિ રાતદિવસ

જાગે છે તેનું ભક્તિ સહિત હમેશાં સેવન કરવું જોઇએ. ૬૧

हेतु गनेश शक्तिको सुनिके,
भगत भागवत उचर्यो गुनिके ॥
सुन राजन बानी मम साची,
तीनूं सकल कहत ये काची ॥ ६२ ॥

અર્થ—ગણેશ શક્તિનું કારણ છે એમ સાંભળી ભગવતીનો ભક્ત વિચાર કરીને બોલ્યો હે રાજન મારી સાચી વાત સાંભળ. આ ત્રણેએ કહ્યું તે જૂઠું છે. ૬૨

सूने देव शक्तिबिनसारे
मृतक देह सम लखि हत्यारे ॥
शक्तिहीन असमर्थ कहावै,
सो कैसे कारज उपजावै ॥ ६३ ॥

અર્થ—શક્તિ વિનાના સર્વ દેવ મૃતક સમાન સાંભળ્યા છે. તેથી તે અમંગલ ગણાય છે. શક્તિ વિના અસમર્થ કહેવાય છે તે કાર્યને ઉત્પન્ન કેવી રીતે કરી શકે ? ૬૩

जिन बहु शक्ति उपासन धारी,
तातैं भये सकल अधिकारी
हरि हर सूर गनेश प्रधाना,
तिनमैं शक्ति देखियत नाना ॥ ६४ ॥

અર્થ:—જેણે બહુ શક્તિની ઉપાસના કરી છે, તે સર્વ અધિકારને પ્રાપ્ત થાય છે. હરિ, હર, સૂર્ય, ગણેશ વિગેરે મુખ્યમાં અનેક પ્રકારની શક્તિ જોવામાં આવે છે. ६४

शक्ति लोकमैं भाखत जाकूं,
रूप भगवतीको लखि ताकूं ॥
लाख करोरि मात्रिका गन पुनि,
तंत्र ग्रंथ लखि अंश सकल गुनि ॥६५॥

અર્થ—લોકમાં જેને શક્તિ કહે છે તેને ભગવતીનું રૂપ જાણો. લાખો અને કરોડો માતૃકાગણો છે તે તંત્રગ્રંથ જોવાથી સમજાશે કે સર્વ શક્તિનાં અંશ છે. ६५

काली ताको अंश प्रधाना,
माहेश्वरी आदि लखि नाना ॥

हरि हर ब्रह्म सकल तिही ध्यावै,

निज निज अंश कृपा तिहि पावै ॥६६॥

અર્થ—કાલી તેનો પ્રધાન અંશ છે. માહેશ્વરી વિગેરે અને અંશ છે. હરિ, હર બ્રહ્મા વિગેરે સર્વ તેનું ધ્યાન કરવાથી પોત પોતાના અંશથી તેની કૃપા પામે છે. ૬૬

ध्येयरूप ध्याता व्है जबही

सिद्ध उपासन लखिये तबहि ॥

अस उपासन हरि अरु हरकी,

नारीमूर्ति धरी तजि नरकी ॥ ६७ ॥

અર્થ—જ્યારે ધ્યાતા ધ્યેયરૂપ થઇ જાય છે. ત્યારે ઉપાસના સિદ્ધ થએલી ગણાય છે. એવી ઉપાસના હરિ અને હરની છે તેથી તે પોતાનું નરરૂપ તજીને નારીનું રૂપ ધારણ કરે છે. ૬૭

## दोहा.

अमृत मथन प्रसंगमै हरि मोहिनी स्वरूप ॥

अर्ध अंग अंग शिवको लसै, देवीरूप अनूप ।६८

અર્થ—અમૃત મંથન પ્રસંગમાં વિષ્ણુએ મોહિની સ્વરૂપ ધારણ કર્યું હતું અને મહાદેવનાં અર્ધ અંગમાં દેવીનું અનૂપમ સ્વરૂપ બિરાજે છે. ૬૮

## चौपाई.

भक्त भगवतीके हर हरि हैं,
इन सम कौन उपासन करी हैं ॥
तदपि महामाया जो ध्यावै,
तुरत सकल पुरुषारथ पावै ॥ ६९ ॥

અર્થ—હર તથા હરિ ભગવતીના ભક્ત છે એમના જેવી બીજા કોણે ઉપાસના કરી છે. જે કોઇ મહામાયાના સ્વરૂપનું ધ્યાન કરે તે તુરત સકલ પુરૂષાર્થને પ્રાપ્ત કરે છે. ૬૯

नहिं साधन जगमैं अस औरा,
उपजै भोग मोक्ष इक ठौरा ॥
भक्त भगवतीको जो जगमैं,
भोगै भोग न आवत भगमैं ॥ ७० ॥

અર્થ—જગતમાં એવું બીજું કોઇ પણ સાધન

નથી કે જ્યાં ભોગ અને મોક્ષને બેઉ એક ઠેકાણે મળે, જગતમાં જે ભગવતીનો ભગત છે તે ભોગ ભોગવે છતાં જન્મ પામતો નથી. ૭૦

**शिवकृत तंत्र रीति यह गाई,**
**भक्ति भगवती अति सुखदाई ॥**
**पंचमकार न तजिये कबहु,**
**जिनहिं सनातन सेवत सबहु ॥ ७१ ॥**

અર્થ—શિવનાં કરેલાં તંત્રમાં એ રીતે કહેવામાં આવી છે કે ભગવતીની ભક્તિ બહુ સુખ આપનારી છે. કોઇ દીવસ પાંચ મકારનો પરિત્યાગ કરવો નહિ. જેને સર્વ સનતાની સેવે છે. ૭૧

**कृष्णदेव बलदेव सुज्ञानी,**
**प्रथमा पिबत सदा ज्यूं पानी ॥**
**और प्रधान पुरातने जे ते,**
**सेवत सकल मकारहि ते ते ॥ ७२ ॥**

અર્થ—શ્રી કૃષ્ણ અને બલદેવ જે જ્ઞાની છે. તે પણ પાણીની પેઠે સદા દારૂ પીએ છે. બીજા

પણ જેટલાં પુરાતન છે તે સર્વ પંચમકારનું સેવન કરે છે. ૭૨

तिन सेवनकी जो विधि सारी,
शिव निजमुख भाखी उपकारी ॥
शिवको बचन धरै जो मनमैं,
लहै सुभोग मोक्ष इक तनमैं ॥ ७३ ॥

અર્થ—તેમના સેવનની જે વિધિ છે તે સર્વ ઉપકારી શિવે પોતાના મુખેથી કહી છે. જે શિવનાં વચનને મનમાં ધારણ કરે છે તે એક જ શરીરમાં ભોગ અને મોક્ષ મેળવે છે. ૭૩

ग्रंथ भागवत व्यास बनायो,
उपपुरान काली समुझायो ॥
भक्ति भगवतीकी इक गाई,
पूजा विधि सगरी समुझाई ॥ ७४ ॥

અર્થ—વ્યાસે ભાગવત નામનો ગ્રંથ બનાવ્યો તથા કાલી નામનું ઉપપુરાણ બનાવ્યું છે. તેમાં એક ભગવતીની ભક્તિ ગાઇ છે અને સર્વ પૂજાવિધિ પણ સમજાવવામાં આવી છે. ૭૪

ध्याता सकल भगवतीके हैं,
हरि हर सूर गणेश जिते हैं ॥
सकल पिये प्रथमा मतिवारे,
पूजत शक्तिमग्न मन सारे ॥ ७५ ॥

અર્થ—હરિ, હર તથા જેટલા દેવગણો છે તે સર્વ ભગવતીનું ધ્યાન કરનારા છે. તેઓ પ્રથમ મદિરા પાન કરી મસ્ત થઇને મગ્ન મનથી શક્તિને પૂજે છે. ૭૫

जगजननी जागै इक देवी,
परमानन्द लहैं तिहिं सेवी ॥
सूर्यभक्त भगवतीको यश सुनि,
क्रोधसहित बोल्यो इक मुनि पुनि ॥७६

અર્થ—એક જગજનની દેવી જગદંબા જા છે તેનું સેવન કરનાર પરમાનંદ પામે છે. ભગવતીના યશને સાંભળીને સૂર્યનો ભકત એક મુનિ ક્રોધ કરીને બોલ્યો. ૭૬

सुन राजन बानी इक मोरी,
भाखुं झूठ न सपथ करोरी ॥

अति पापिष्ट नीच मत याको,
श्रवन स्नेह सुन्यो तैं जाको ॥ ७७ ॥

અર્થ—હે રાજન હું કરોડો સોગન ખાઇને કહું છું કે મારી વાણી જૂઠી નથી માટે હું કહું છું તે સાંભળ, તેં જે અત્યાર સુધી સ્નેહથી સાંભળ્યા તે સર્વ મત બહુ પાપી છે. ૭૭

औगुण जिते बखानत जगमैं,
ते गिनियत गुनगन या मगमैं ॥
मद्यमलीन हि तीरथ राखत,
शुद्ध नाम आमिषको आखत ॥७८॥

અર્થ—જગતમાં જેટલાં અવગુણો છે તે સર્વ આ માર્ગમાં ગુણરૂપ ગણવામાં આવે છે. અપવિત્ર મદિરાને તીર્થ એવું નામ આપે છે અને માંસને શુદ્ધ કહે છે. ૭૮

कहत और यूं सब विपरीता,
शंभु तंत्र सेवी मति रीता ॥
दक्षिण संप्रदाय जो दूजा,
मद्यपि श्रेष्ठ अनेक न पूजी ॥ ७९ ॥

ર્થઅ—આ રીતે વામમાર્ગી સર્વ ઉલટી વાતો કહે છે. શંભુતંત્રને સેવન કરનાર મતિ વિનાના છે. બીજો શ્રેષ્ઠ દક્ષિણ સંપ્રદાય છે પણ તેનું સેવન ઘણા જણ કરતા નથી. ૭૯

**तथापि बिन भानू सब अंधे,**
**इन सबके मन जिनमैं बंधे ॥**
**करत भानु सगरो उजियारो,**
**ताबिन होत तुरत अंधियारो ॥८०॥**

અર્થ—તોપણ સૂર્ય વિના સર્વ આંધળા છે. આ સર્વનાં મન તેમાંજ બંધાએલાં છે. સૂર્ય સર્વત્ર પ્રકાશ કરે છે. તેના વિના સર્વત્ર તુરત અંધારૂ થાય છે. ૮૦

**और प्रकाशक जगमैं जे हैं,**
**अंश सब सूरजके ते है ॥**
**भानु समान कौन हितकारी,**
**भ्रमत आप परहित मतिधारी ॥८१॥**

અર્થ—જગતમાં બીજા જેટલા પ્રકાશ કરનાર છે તે સર્વ સૂર્યના અંશ છે. ભાનુના જેવો બીજો

હિતેચ્છુ કોણ છે? બીજાનું હિત ધારીને જે પોતે ફર્યા કરે છે. ૮૧

**काल अधीन होत सब कारज,**
**ताहि त्रिविध भाखत आचारज ॥**
**वर्तमान भावी अरु भूता,**
**सूरज क्रिया करत यह सूता ॥ ८२ ॥**

અર્થ—સર્વ કાર્ય કાલને આધીન હોય છે. તે કાળને આચાર્ય ત્રણ પ્રકારનો કહે છે. વર્તમાન ભૂત અને ભવિષ્ય. એ ક્રિયાને ઉત્પન્ન કરનાર સૂર્ય છે. ૮૨

**या विधि सकल भानुतैं उपजै,**
**नाम होत सब जब वह कुपिजै ॥**
**भानुरुप द्वै भांति पिछानहु,**
**निराकार साकार इह जानहु ॥ ८३ ॥**

અર્થ—આ રીતે સર્વ સૂર્યથી ઉત્પન્ન થાય છે. તે જ્યારે કોપ કરે છે ત્યારે સર્વ ભસ્મ થઇ જાય છે. સૂર્યના સ્વરૂપ નિરાકાર અને સાકાર એમ બે પ્રકારનાં છે તે જાણ. ૮૩

**निराकार परकाश जु कहिये,**

नामरूपमैं व्यापक लहिये ॥
अधिष्ठान सबको सो ऐका,
जगत विवर्त व्हे जिहि अविवेका ॥८४॥

અર્થ—જે પ્રકાશ છે તે નિરાકાર છે અને તે નામરૂપમાં વ્યાપક છે. તે એક સર્વનું અધિષ્ઠાન છે તેના અવિવેકથી જગત રૂપ વિવર્ત ઉત્પન્ન થાય છે. ૮૪

" अहं भानु " असवृत्ति उदै जब ॥
तामैं प्रकटि विनाशत तम सब ॥८५॥

અર્થ—જ્યારે " હું સૂર્ય છું " એવા પ્રકારની વૃત્તિનો ઉદય થાય છે ત્યારે સર્વ અજ્ઞાનનો નાશ થાય છે. ૮૫

सुनि साकार रूप यह ताको,
होय चांदिना दिनमैं जाको ॥
ताके अंश और बहुतेरे,
चन्द तारका दीप घनेरे ॥ ८६ ॥

અર્થ—હવે તેમનું સાકાર સ્વરૂપ સાંભળ, તેના

પ્રકાશથી દિવસમાં અજવાળું થાય છે. ચંદ્ર, તારા તથા અનેક દીવાઓ તેના અંશરૂપ છે. ૮૬

यातैं द्विविध भानु बतायो,
ज्ञेय ध्येयको भेद जनायो ॥
वेद सकल याहीकूं भाखत,
रुपप्रकाश सत्य तिहिं आखत ॥८७॥

અર્થ—આ રીતે ભાનુના બે પ્રકાર કહ્યા ને જ્ઞેય ધ્યેયનો ભેદ પણ બતાવ્યો. સર્વ વેદ પણ તેનું વર્ણન કરે છે તેના પ્રકાશને સત્‌રૂપ કહે છે. ૮૭

जामै लेश न तमको कबही ॥
लखि तिहि ज जगजन जागत सबही ८८

અર્થ—જેમાં જરાપણ અંધકારનો અંશ નથી તેને જોઇને સંસારનાં સર્વ લોક જાગે છે. ૮૮

कबहू न सोवै सो यू जागै,
ध्यान करत ताको तम भागै ॥
औरहि जागत भाषत सगरे,
राजन जानि झूठ ते झगरे ॥ ८९ ॥

અર્થ—તે એવી રીતે જાગે કે કદિ સુતા નથી

તેનું ધ્યાન કરવાથી તમને નાશ થાય છે, હે રાજન્ બીજા જે જાગ્રત દેવો કહેવાય છે તે સર્વ જૂઠા છે ८५

पेसैं पांच उपासक बोले,
निजगुण अवगूण परके खोले ॥
पंडित और अनेक जु आये,
भिन्न भिन्न निज मत समुजाये ॥९०॥

અર્થ--એવી રીતે પાંચ ઉપાસકો બોલ્યા. પોતાના દેવના ગુણો અને બીજાના દેવના દોષો પ્રકટ કર્યા. બીજા જે પંડિતો આવ્યા હતા તેમણે સર્વએ પોત પોતાના જૂદાજૂદા મત સમજાવ્યા. ૯૦

वचन विरुद्ध सुने जब राजा,
यह संशे उपज्यो तिहि ताजा ॥
इनमैं कौन सत्य बुध भाखत,
युक्ति प्रमान सकल सम आखत ॥

અર્થ--જ્યારે રાજાએ વિરૂદ્ધ વચનો સાંભળ્યાં, ત્યારે તેના મનમાં તાજો સંશય ઉત્પન્ન થયો. આમાં કયો વિદ્વાન સત્ય કહે છે? યુક્તિ અને પ્રમાણ તો સર્વ સરખાં કહે છે. ૯૧

संशै शोक दुखित यूं जियमैं,
को उपास्य यह लिखो न हियमैं ॥
चिंता हृदय हुई यह जाकूं,
निज संदेह सुनाउं काकूं ॥ ९२ ॥

અર્થ—એમ સંશયના શોકથી તેના મનમાં દુઃખ થયું અને ઉપાસ્ય કોણ છે એ વાત તેના મનમાં નક્કી થઈ નહિ. તેના મનમાં એ ચિન્તા થઇ કે આ મારો સંદેહ હું કોને સંભળાવું. ૯૨

शास्त्र निपुन पंडित जग जे ते,
सुने विरुद्ध बकत वह ते ते ॥
यूं चिंतत बहु काल भयो जब,
तर्क दृष्टि तिहि आय मिल्यो तब ॥

અર્થ—જગતમાં શાસ્ત્ર નિપુણ જેટલા પંડિતો છે તેઓ એક બીજાથી વિરુદ્ધ કહે છે. આ રીતે વિચાર કરતાં તેને ઘણો સમય ગયો ત્યારે તેને તર્કદૃષ્ટિ આવીને પ્રાપ્ત થયો-મળ્યો. ૯૩

## दोहा.

मिले परस्पर ते उभै, पुत्र पिता जिहि रीति ॥
करि प्रनाम आशिष दुहुं. आसन लहे सप्रीति ॥

અર્થ--તે પિતા પુત્ર બેઉ પરસ્પર જે રીત છે તે પ્રમાણે મળ્યા, પુત્રે પ્રણામ કર્યા અને પિતાએ આશિષ આપી, પછી બેઉ પ્રેમ સહિત પોતપોતાના આસન ઉપર બેઠા. ૯૪

निज पितु चिंतासहित लखि, सुत बोल्यो बात ॥
को चिंता चितरावरे, मुख प्रसन्न नहिं तात ९५

અર્થ--પોતાના પિતાને ચિંતાયુક્ત જોઇનેં પુત્ર પુછવા લાગ્યો કે આપના મનમાં શી ચિન્તા પ્રાપ્ત થઇ છે કે જેથી આપનું મુખ પ્રસન્ન નથી. ૯૫

## चौपाई.

शुभसंतिति सुतकी सुनि बानी,
तिहि भाखी निज सकल कहानी ॥
चित्तचिंताको हेतु सुनाये,
को उपास्य यह तत्व न पायो ॥

અર્થ--શુભસંતતિએ પુત્રની વાણી સાંભળીને તેણે પોતાની સઘળી વાત કહી. કોની ઉપાસના કરવી તે નક્કી થયું નહિ એજ ચિન્તાનું કારણ છે એમ સંભળાવ્યું. ૯૬

**तर्कदृष्टि सुनि पितुके बैना,**
**बोल्यो शुभसंतति सुख दैना ।**
**कारनरुप उपास्य पिछानहु,**
**ताके नाम अनंतहि जानहु ॥ ९७ ॥**

અર્થ--પિતાનાં વચન સાંભળીને તર્કદૃષ્ટિએ શુભસંતતિને સુખ આપનારાં વચનો કહ્યાં. કારણરૂપ છે તેને ઉપાસ્ય જાણો અને તેનાં અનંત નામ છે. ૯૭

**कारज रुप तुच्छ लखि तजिये,**
**यह सिद्धान्त बेदको भजिये ॥**
**रचे व्यास इतिहास पुराना,**
**तिनमैं यही मतो नहिं नाना ॥९८॥**

અર્થ--કાર્ય રૂપને તુચ્છ સમજી તેનો ત્યાગ કરવો એ વેદનો સિદ્ધાન્ત છે. વ્યાસજીએ ઇતિહાસ

એને પુરાણ બનાવ્યાં છે. તેમાં અનેક મતો કહ્યા નથી પણ એકજ મત છે. ૯૮

मनमैं मर्म न लखत जु पंडित,
करत परस्पर मत ते खंडित ॥
नीलकंठ पंडित बुध नीको,
कियो ग्रंथ भारतको टीको ॥ ९९ ॥

અર્થ--જે પંડિતો મનમાં મર્મને સમજતા નથી તેઓ પરસ્પર એક બીજાનું ખંડન કરે છે. નીલકંઠ નામે એક સારો પંડિત થયો છે તેણે ભારત ઉપર બહુ સારી ટીકા કરી છે. ૯૯

तिन यह प्रथमहिं लिख्यो प्रसंगा ॥
श्रुति सिद्धान्त तह्यों जो चंगा ॥१००॥

અર્થ--તેણે એજ પ્રથમપ્રસંગ લખ્યો છે. તેમાં વેદના સિદ્ધાન્તને સારી રીતે પ્રતિપાદન કરેલ છે. ૧૦૦

शुभसंतति सुनि सुतके बैना,
उपज्यो जियमैं किंचित चैना ॥
पुनि तिन प्रश्न कियो निज पूतहिं,
शास्त्र परस्पर कहत असूतहिं ॥१०१॥

અર્થ--પોતાનાં પુત્રનાં વચન સાંભળી શુભ-સંતતિના મનમાં કાંઇક સુખ થયું પછી તેણે પોતાના પુત્રને પ્રશ્ન કર્યો કે-ત્યારે શાસ્ત્રો એક બીજાથી. અસત્ કેમ કહે છે. ૧૦૧

तिनमैं सत्य कौन सो कहिये ।
जाको अर्थ बुद्धिमैं लहिये ॥१०२॥

અર્થ--તેમાં સત્ય કોને કહીએ કે જેનો અર્થ બુદ્ધિમાં ધારણ થાય. ૧૦૨

तर्कदृष्टि सुनि निज पितुबानी,
बोल्यो वचन सुपरम प्रमानी ॥
उत्तरमीमांसा उपदेशा,
वेदविरुद्ध न जामैं लेसा ॥ १०३ ॥

અર્થ--પોતાના પિતાનાં વચન સાંભળીને પરમ પ્રમાણરૂપ વચન તર્કદૃષ્ટિ બોલ્યો કે ઉત્તરમીમાં-સામાં જે ઉપદેશ કરેલ છે તેમાં જરા પણ વેદ વિરૂદ્ધ નથી. ૧૦૩

शास्त्र पंच ते वेद विरुद्धं,
यातैं जानहु तिनहि अशुद्धं ॥

किंचित् अंश वेद अनुसारी,
लखि बहु ग्रहत मंद अधिकारी ॥

અર્થ-- પાંચ શાસ્ત્ર વેદ વિરૂદ્ધ છે માટે તે સર્વને અશુદ્ધ જાણો આ શાસ્ત્રમાં થોડો અંશ વેદને અનુસરીને છે મંદ અધિકારી આ શાસ્ત્રોનું વધારે ગ્રહણુ કરે છે. ૧૦૪

## दोहा.

तर्कदृष्टिके वचन सुनि, शुभसंतति तिहि तात ॥
संशे शोक नस्यो सकल, लखो हिय कुशलात ॥

અર્થ--તર્કદૃષ્ટિનાં વચન સાંભળીને તેના પિતા શુભસંતતિના સંશયને સર્વ શોક નિવૃત્ત થઇ ગયા તથા તેનું અંતઃકરણુ સુખી થયું. ૧૦૫

कारन ब्रह्म उपासना, करी बहुत चितलाय ॥
तर्कदृष्टि निज लखि गुरु, राजसमाज चढाय १०६

અર્થ--બહુજ ચિત્ત લગાડીને કારણ બ્રહ્મની ઉપાસના કરી અને તર્કદૃષ્ટિને પોતાનો ગુરૂ ગણી સર્વ રાજ તેને અર્પણ કરી દીધું. ૧૦૬

कछु व वित्यो काल तब, तजि राजा निज प्रान ॥
ब्रह्मलोकमैं सो गयो, मुनि जहां जात सध्यान ॥

અર્થ--કેટલોક સમય ગયો ત્યારપછી રાજાએ પોતાના પ્રાણનો ત્યાગ કર્યો અને ધ્યાન કરવાવાળા મુનિઓ જે બ્રહ્મ લોકમાં જાય છે ત્યાં તે ગયો. ૧૦૭

राजकाज तब सब किये, तर्कदृष्टि हुशियार ॥
लग्यो न रंचकरंग तिहि, लह्यो ब्रह्म निर्धार १०८

અર્થ—ત્યારપછી પ્રવીણ તર્કદૃષ્ટિએ સર્વ રાજ્યકાર્ય કર્યું પણ તેણે બ્રહ્મને યથાર્થ ઓળખેલું હોવાથી તેને જરા પણ રંગ લાગ્યો નહિ. ૧૦૮

अंत भयो प्रारब्धको, पायो निश्चल गेह ॥
आतम परमातम मिल्यो, देह खेहमैं छेह १०९

અર્થ--પ્રારબ્ધનો અંત આવતાં તે નિશ્ચલ ધામને પામ્યો તેનો આત્મા પરમાત્મામાં મળ્યો અને તેનો દેહ રાખમાં મળી ગયો. ૧૦૯

यह "विचारसागर" कियो, जामैं रत्न अनेक ॥
गोप्य वेद सिद्धान्त तैं, प्रगट लहत सविवेक ११०

અર્થ--જેમાં અનેક રત્ન ભરેલાં છે એવો આ વિચાર સાગર રચ્યો છે. એમાં રહેલો વેદ સિદ્ધાન્ત અત્યંત ગુઢ છે. વિવેકી પુરૂષોજ તેને સમજી શકે છે. ૧૧૦

सांख्य न्यायमैं श्रम कियो, पढि व्याकरण अशेष ॥
पढे ग्रंथ अद्वैतके, रह्यो न एकहु शेष ॥ १११॥

અર્થ--સાંખ્ય અને ન્યાયમાં સંત નિશ્ચલદાસે મ્હેનત કરી હતી તથા વ્યાકરણનું સંપુર્ણ અધ્યયન કર્યું હતું, તેમજ આત્માના સર્વ ગ્રંથોનું પઠન કર્યું હતું, એક પણ બાકી રાખ્યો નહોતો. ૧૧૧

कठिन जु और निबंध है, जिनमें मतके भेद ॥
श्रमतैं अवगाहन किये, निश्चलदास सवेद ११२

અર્થ--તથા બીજા જે કઠિણ નિબધો જેમાં મતોના ભેદો છે તે તથા વેદનું પણ નિશ્ચલદાસે અવગાહન કર્યું હતું. ૧૧૨

तिन यह भाषा ग्रंथ किय, रंच न उपजी लाज ॥
तामैं यह इक हेतु है, दयाधर्म शिरताज ११३

અર્થ—તેમણે આ ભાષા ગ્રંથ કર્યો છે તેમ કરતાં તેને જરા પણ શરમ ન આવી કારણ કે તેમાં દયાધર્મ સર્વોપરિ હતો. ૧૧૩

बिन व्याकरण न पढि शके, ग्रंथ संस्कृत मंद ॥
पढै याहि अनयासहीं, लहै सुपरमानन्द ॥११४॥

અર્થ—મંદબુદ્ધિ માણસો વ્યાકરણ વિના સંસ્કૃત ગ્રંથ ભણી શકે નહિ. ભાષા ગ્રંથને અનાયસે ભણીને પરમાનંદને પામે. ૧૧૪

दिल्लीतैं पश्चिमदिशा, कोश अठारह गाम ॥
तामैं यह पूरो भयो, किहडौली तिहिनाम ११५

અર્થ—દિલ્હીથી પશ્ચિમ દિશામાં અઢાર ગાઉ ઉપર કિહડોલી નામે ગામમાં આ ગ્રંથ પૂર્ણ થયો ૧૧૫

ज्ञानी मुक्त बिदेहमैं, जैसा होय अभेद ॥
दादू आदूरूपसो, जाहि बखानत वेद ॥११६॥

અર્થ—જ્ઞાનમુક્ત અને વિદેહમુક્તમાં જેમ અભેદ છે તેમ. આદિ સ્વરૂપ દાદુ છે જેને વેદ વખાણે છે. ૧૧૬

नामरूप व्यभिचारमैं, अनुगत एक अनूप ॥
दादू पदको लक्ष्य है, अस्ति भाति प्रियरूप ११७

અર્થ—નામ અને રૂપ વ્યભિચારી છે. તેમાં સર્વમાં રહેલ એક અનૂપમ તત્ત્વ છે. તે અસ્તિ ભાતિને પ્રિયરૂપ છે અને તેજ દાદુપદનું લક્ષ્ય છે. ૧૧૭

श्रीमत्परमहंसपरिव्राजकाचार्य श्रीमद्गोविन्दाश्रमचरणकमलभृंगायमानयतिमुकुन्दाश्रमकृत गुर्जरभाषानुवादः समाप्तः



# काशी–पंचकम्

मनोनिवृत्तिः परमोपशान्तिः
सा तीर्थवर्या मणिकर्णिका च ।
ज्ञानप्रवाहा विमलादिगंगा
सा काशिकाऽहं निजबोधरूपा ॥ १ ॥

यस्यामिदं कल्पितमिन्द्रजालं
चराचरं भाति मनोविलासम् ।
सच्चित्सुखैका परमात्मरूपा
सा काशिकाऽहं निजबोधरूपा ॥ २ ॥

कोशेषु पंचस्वधिराजमाना
बुद्धिर्भवानी प्रतिदेहगेहम्
साक्षी शिवः सर्वगतोऽन्तरात्मा
सा काशिकाऽहं निजबोधरूपा ॥ ३ ॥

काश्यां हि काश्यते काशी
काशी सर्वं प्रकाशिका ।
सा काशी विदिता येन
तेन प्राप्ताहि काशिका ॥ ४ ॥
काशीक्षेत्रं शरीरं त्रिभुवनजननी
व्यापिनी ज्ञानगंगा
भक्तिः श्रद्धा गयेयं निजगुरुचरण-
ध्यानयोगः प्रयागः ।
विश्वेशोऽयं तुरीयः सकल जनमनः
साक्षिभूतोऽन्तरात्मा
देहे सर्वं मदीये यदि वसति
पुनस्तीर्थमन्यत्किमस्ति ॥ ५ ॥
इति श्रीमच्छंकराचार्यविरचितं काशीपंचकंस्तोत्रम्

